સોનાર ભારત હોલો શ્મશાન !
( એમન ) સાધેર મેલા ભેંગે ગેલો ગો—
શુકાલો સાજાન બાગાન !
એખન મિછે બોલિ 'મા',
માયેર તરે માયા થાકૂલે એમન હ'ત ના,

[ સોનાનું ભારત શ્મશાન બની ગયું ! આવો મોંઘા-મૂલો મેળો બધો વીખરાઈ ગયો—શણગારેલો બાગ સુકાઈ ગયો ! હવે અમો નકામા 'મા' કહીએ છીએ, મા ઉપર જો હેત હોત તો તો આવું થાત જ નહિ. ]

( શ્રી. વિજય મજુમદાર )

# નિવેદન

"રેશમીનું યુદ્ધ" પછી તે પ્રકારનું આ બીજું પુસ્તક પ્રસિદ્ધ કરવાની અમે રજા લઈએ છીએ.

આ બંને પુસ્તકો માટે અમારે એક ખુલાસો કરી લેવો જરૂરી છે. આ પુસ્તકોમાં તે સમયનો સંપૂર્ણ ઇતિહાસ વર્ણવવાનો ઇરાદો મુદ્દલ નથી. તેમજ તેમાં જે કાંઈ લખેલું છે તે ઐતિહાસિક દૃષ્ટિબિંદુથી પણ લખાયેલું નથી. પુસ્તકના લેખક, સંચો કેવી રીતે અસ્તિત્વમાં આવ્યો છે તે વિષય ઉપર એક નિબંધ તૈયાર કરતા હતા. તેને અંગે, સંચાને આવશ્યક એવી મૂડી ઇંગ્લેંડમાં શી રીતે ભેગી થઈ હતી તેનાં પ્રકરણો તે લખી રહ્યા હતા. તેમાં તેમણે આફ્રિકા વગેરે બીજા દેશોમાંથી પણ કેવા જુલમ અને અત્યાચારોથી અંગ્રેજોએ અઢળક મૂડી ઢસડી આણી હતી તેનાં કમકમાટી ઉપજાવે તેવાં વર્ણનો એકત્ર કર્યાં હતાં.

તે પુસ્તક અમારા જોવામાં આવતાં, તેમાંથી હિંદુસ્તાનને લગતાં કેટલાંક પ્રકરણો જુદાં છપાવવાં અમને ઠીક લાગવાથી તેમની પાસે તેમ કરવાની રજા માગી. તે રજા તેમણે ખુશીથી આપી. જો કે ત્યારબાદ તે કારણે તેમણે કેટલાક જરૂરી સુધારાવધારા તેમાં કરી આપ્યા છે.

બંગાળામાં ઈસ્ટઈંડિયા કંપનીના અમલદારોએ જે અત્યાચારો કર્યા છે તેના સંબંધમા "જૂઠાઓના સરદાર"[1] મેકોલેએ પણ લખ્યુ છે કે "આપણા પહેલાં મુસલમાનોએ પણ ત્યાં અનેક અત્યાચારો કર્યા હશે પરંતુ આપણા જેવા ભીષણ અત્યાચારો તેમણે તે નહિ કર્યા હોય."

તે "અત્યાચારો" વિષે ટૂંક માહિતી મેળવવા ઇચ્છનારને આ પુસ્તક જરૂર ઉપયોગી થઈ પડશે એવી આશાથી અમે આ પુસ્તક વાચકવર્ગ આગળ રજૂ કરીએ છીએ.

તા. ૨-૧૦-૩૧ પ્રકાશક

(૧) કાર્લ માર્કસ

## અનુક્રમણિકા

# આગળ આવી ગયેલી વાતનો સાર

શાહજહાન બાદશાહે પોતાની દાઝી ગયેલી પુત્રીને સાજી કરવા બદલ અંગ્રેજ દાક્તરને આપેલા વરદાનમાં તેણે અંગ્રેજ કંપનીને બંગાળામાં છૂટથી વગર જકાતે પોતાનો માલ લાવવા લઈ જવાની પરવાનગી માગી. તે પરવાનગી પ્રમાણે અંગ્રેજ કંપની જેટલો માલ ઈંગ્લેંડ મોકલવા ખરીદે તેમજ જેટલો માલ ઈંગ્લેંડથી હિંદુસ્તાનમાં વેચવા લાવે તેના ઉપર લેવામાં આવતી તમામ જકાત માફ કરવામાં આવી.

પરંતુ અંગ્રેજ લોકો કંપનીને મળેલી તે પરવાનગીનો દુરુપયોગ, દેશનો માલ દેશમાં જ વેચવાના પોતાના ખાનગી વેપારમાં કરવા લાગ્યા. દેશી વેપારીઓને તો પોતાના માલ ઉપર ભારે જકાત ભરવી પડતી. એટલે અંગ્રેજો તેમના કરતાં બજારમાં માલ ઘણો સસ્તો વેચી શકતા. આ રીતે દેશનો વેપાર અંગ્રેજોના હાથમાં જવા બેઠો અને રાજ્યને મહેસૂલની મોટી ખોટ જવા લાગી.

સિરાજઉદ્દૌલાએ આ ગેરકાયદેસર ખાનગી વેપાર અટકાવવા અંગ્રેજ કંપનીના અમલદારોને સખત ફરિયાદ લખી મોકલી. પણ તેઓએ તેમ કરવાને બદલે મીરજાફર નામના તેના સગા તેમજ મુખ્ય સેનાપતિને ફોડી સિરાજને જ ગાદીએથી ઉઠાડી મૂકી મીરજાફરને નવાબ બનાવવાનું કાવતરું રચ્યું.

તે કાવતરું કેવી રીતે સફળ નીવડ્યું તેમજ તે બદલ મીરજાફર પાસેથી અંગ્રેજોએ કેટલી મોટી લાંચોની કબૂલાત લીધી–એ વાત આ પહેલાં પ્રસિદ્ધ થઈ ગયેલા "પ્લાસીનું યુદ્ધ" [1] નામના પુસ્તકમાં વર્ણવેલી છે. આ પુસ્તકમાં વાત ત્યાંથી આગળ ચાલે છે.

(૧) ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય–અમદાવાદ. કિંમત ૦–૪–૦

## પ્રકરણ ૧

### મીરજાફરના મિત્રો

સાથે સાત પગલાં ભરનાર મિત્ર બની જાય છે. તેમાં વળી અધર્મના કામમાં સાથે રહેનાર તો અંદરની આવશ્યકતાથી જ તેમ કરે છે. એ કારણે જ આખા સમાજ સાથે શત્રુતા કરનારા ડાકુઓ અરસપરસ અણીશુદ્ધ પ્રમાણિક અને વફાદાર હોય છે.

મીરજાફરે પણ માન્યું હતું કે બંગાળાના નવાબનું વિશ્વાસઘાત અને દગાબાજીથી ખૂન કરવાના કામમાં સામેલ રહ્યા બાદ તેના પૈસા આપી ખરીદેલા અંગ્રેજ ડાકુ-મિત્રો તેની પોતાની સાથે તો મિત્રતાના નિકટ સંબંધથી જ જોડાશે. ઉપરાત મીરજાફરને આટલા વિકટ તેમજ ભીષણ કામમાં ઉતારનાર, તથા તેના નિર્બળ અને અનિશ્ચયી મનને પોતાની સલાહ અને ઉત્તેજનાથી ઉશ્કેરનાર પણ તેઓ જ હતા. એટલે મીરજાફર સ્વાભાવિક રીતે એમ જ માને કે પ્લાસીના રાજદ્રોહ પછીની ડહોળાયેલી સ્થિતિમાં તેને રાજ-ગાદી ઉપર સ્થિર અને સુરક્ષિત રાખવો એ અંગ્રેજો પોતાની જ ફરજ માનશે.

રાજધાનીમાં થયેલી ઊથલપાથલથી પ્રાંતોના સૂબાઓ ભય અને શંકાને લીધે ડામાડોળ બની ગયા હતા. નવો નવાબ જૂના નવાબના વફાદાર સૂબાઓને તો દૂર કરે જ તેમજ બીજાઓને પણ પોતાના મળતિયાઓને તે પદ આપવા ગમે ત્યારે કાઢી મૂકે. આ સ્થિતિમાં બધા સૂબાઓ સ્વાભાવિક રીતે જ પૈસા નવાબને મોકલવાને બદલે પોતાની સુરક્ષિતતાને અંગે યોજવામાં જ ડહાપણ માને.

રાજખજાનામાં તો પૈસા હતા જ નહિ. અને લશ્કર તેમજ મીરજાફરને મદદ કરનારા બીજા દરબારીઓ, તે ગાદીએ બેસે કે તરત જ બક્ષિસો અને મોટાં મોટાં પદોની આશા રાખી રહ્યા હતા. વિદ્રોહના વાતાવરણમાં નિરાશ થતો દરેક માણસ એક નવો કરિ જ બની રહે.

આવી વિકટ સ્થિતિમાં કાંઈ પણ રસ્તો બતાવી મદદ કરવાને બદલે, જેમને મીરજાફર પોતાના મિત્ર, સલાહકાર અને મદદગાર માનતો હતો તે અંગ્રેજોએ જ રાજ્યનો બધો ખજાનો પહેલેથી પોતાને આપેલી કબૂલાતો પેટે હાથમાં લઈ લીધો. એટલું જ નહિ પણ તે લેતાં બાકી રહેલી રકમ જલદી વસૂલ કરવા ઊલટા જોરથી તકાદો કરવા લાગ્યા.

અધૂરામાં પૂરું ચારે બાજુએથી જુદાજુદા પ્રાંતોના સૂબાઓના વિરોધની ખબરો પણ આવવા માંડી. જ્યાં સુધી તે બધા પ્રાંતોમાં મીરજાફરની સત્તા સ્થપાય નહિ ત્યાં સુધી માત્ર મુર્શિદાબાદની ગાદીએ બેસવા માત્રથી નવાબ બની જવાય નહિ. ઊલટું તેવી સ્થિતિમાં પહેલેથી

વ્યવસ્થિત રીતે એકઠી કરેલી સાધનસામગ્રીવાળો કોઈ પણ સૂબો જૂના રાજાના પક્ષકારોની મદદથી બીજે જ દિવસે તેને પદભ્રષ્ટ કરી શકે.

પોતાના લશ્કરને અને પોતાના મળતિયાઓને એક વાર નિરાશ કર્યા પછી, પછીનાં કામોમાં તેમના સહકારની આશા તો ન જ રખાય, એટલું જ નહિ પરંતુ તેઓ કયે વખતે વધુ બળવાન સૂબાના પક્ષમાં ભળી જઈ તેને વધુ બળવાન બનાવી મૂકે તે પણ કહી ન શકાય.

મીરજાફરે જ્યારે અંગ્રેજોને મોટી મોટી રકમોની આશા આપી હતી ત્યારે તેને તેમજ અંગ્રેજોને મુર્શિદાબાદના ખજાનાની સાચી સ્થિતિની ખબર ન હતી. બધા જ એમ માનતા કે તેમાં અખૂટ ધન છે. અને એ કલ્પનાને આધારે જ અંગ્રેજોએ કાંઈ પણ સંકોચ રાખ્યા વિના મગાય તેટલી મોટી રકમો માગી હતી અને મીરજાફરે પણ વગર વિચાર્યે તે બધી કબૂલ રાખી હતી.

પરંતુ ગાદીએ આવ્યા પછી જ્યારે ખજાનો ઉઘાડવામાં આવ્યો ત્યારે બધાને નિરાશા સાથે માલમ પડ્યું કે તેમાં તો કાંઈજ નથી. મીરજાફર આ જોઈ ગભરાઈ ગયો. પણ તેણે માની લીધું કે તેના અંગ્રેજ મિત્રો ખજાનાની ખરી સ્થિતિ જાણ્યા બાદ તેમણે માગેલી રકમો ઓછી કરશે. પરંતુ તેમણે તો ઊલટું તે જ કારણે પોતાની કબૂલાતો પૂરેપૂરી વસૂલ કરી લેવા અધીરાઈભરી ઉતાવળ કરવા માંડી.

મીરજાફરે, ક્લાઈવને, કબૂલ્યા ઉપરાંત બીજી પણ મોટી

મોટી ખાનગી બક્ષીસો આપી હતી. તેને આશા હતી કે કલાઈવ તે કારણે તેની વકીલાત કરી બીજા અંગ્રેજો અને કંપની પાસે તેને રાહત અપાવશે. પણ તેને આશ્ચર્ય અને નિરાશા સાથે માલમ પડયું કે અંગ્રેજ બચ્ચા પાસેથી મિત્રતા કે એવા ઉચ્ચ ભાવની આશા રાખવી ફોગટ છે. તેણે તો પાઈએ પાઈ માટે તગાદો કરવા માંડયો એટલું જ નહિ પણ જેમ જેમ તેની સ્થિતિ વિકટ થતી ગઈ અને જેમ જેમ તેની સામે બીજા પ્રતિમાં વિદ્રોહ અને વિરોધનું વાતાવરણ વધુ દઢ થતું ગયું તેમ તેમ,. અંગ્રેજોએ બળવાખોર સુબાઓને હરાવવા તેને મદદ કરવાને બદલે, જ્યાં સુધી તે પોતાના કબૂલેલા બધા પૈસા ભરી ન દે ત્યાં સુધી જરા પણ મદદ કરવાની ધસીને ના પાડી !

નાછૂટકે નવાબને બર્દવાન, નદિયા અને હુગલી જીલ્લાઓની મહેસૂલ પોતાના દેવા પેટે કંપનીને લખી આપવી પડી.

પરંતુ આમ આખો ખજાનો ખાલી કરીને તથા ફળદ્રુપ અને મોટી આવકવાળા પ્રાંતો લખી આપીને અંગ્રેજોને સંતુષ્ટ કરવા જતાં મીરજાફરનો પક્ષ ક્ષેનાશ તેના સગાઓ, દરબારીઓ, લશ્કરનાં માણસો તથા સમસ્ત પ્રજામાં અસંતોષ વધતો ચાલ્યો. જે જે લોકોએ તેને મદદ કરી હતી તે બધાએ જ મીરજાફરની ઉન્નતિમાં સારા હિસ્સાની આશા રાખેલી. પરંતુ અંગ્રેજ ઇતિહાસકાર ઓર્મ લખે છે તેમઃ—

"અંગ્રેજોને પૈસા આપી આપીને તેની તિજોરી

ખલાસ થઈ ગઈ હતી....મીરજાફરનાં અનેક સગાંઓ તેમજ તેના આશ્રિતો, તે નવાબ બને એટલે મોટી મોટી આશાઓ રાખીને બેઠાં હતાં......લશ્કરમાં થોડા ઘણા પૈસા વહેંચવામાં આવ્યા પણ તે ધાર્યા કરતાં ઘણા જ થોડા. એટલે તે લોકોમાં ખૂબ જ અસંતોષ પેદા થયો. તેમાં વળી રાજખજાનાનું ધન વાજતેગાજતે પરદેશીઓ વડે હંમેશને માટે દેશ બહાર લઈ જવાતું જોઈ દુઃખી થયેલી પ્રજાના ઉકળાટે ધણોજ વધારો કરી મૂક્યો."

આ બધું ઓછું હતું તેમ અંગ્રેજો બીજી બાજુથી તેના દુશ્મનનું કામ કરી રહ્યા હતા. તેમને આટઆટલી મોટી રકમો આપવામાં આવી હતી છતાં હજુ પણ વધુ પૈસા લૂંટવા તેઓએ મીઠા વગેરે બીજી મનાઈવાળી ચીજોનો વેપાર કરવો શરૂ કર્યો. આ બધી વસ્તુઓમાંથી મળતી જકાત એ રાજખજાનાની મહેસૂલનું મોટું સાધન હતું. અંગ્રેજોને કંપની જે માલ ઈંગ્લેંડ ચડાવવા ખરીદે કે ઈંગ્લેંડથી જે માલ લાવે તેના ઉપર જ મહેસૂલ ન ભરવાની છૂટ હતી. તેનો અંગ્રેજોએ દેશી માલના જ ખાનગી વેપારમાં દુરુપયોગ કરવાથી સિરાજે વાંધો ઉઠાવ્યો હતો અને પરિણામે રાજ્ય ખોયું હતું તે આપણે જોઈ ગયા છીએ.

મીરજાફર એમ માનતો હતો કે હવે તો અંગ્રેજો તેના મિત્ર બન્યા હોવાથી તેનાં જ મૂળ ખોદાય તેવો આ ગેરકાયદેસર વેપાર નહિ જ કરે. પણ ઊલટું હવે તો દરેક અંગ્રેજ છડેચોક મનાઈવાળી વસ્તુઓનો પણ વેપાર કરવા માંડ્યો. દેશી વેપારીને તો તે વસ્તુઓ ઉપર ભારે જકાત ભરવી

પડતી. પણ અંગ્રેજો જકાત ભર્યા વિના જ વેપાર કરતા હોવાથી દેશનો જ માલ દેશમાં તેમના કરતાં ઓછે ભાવે વેચી અઢળક નફો કરતા હતા. પહેલેથી અસંતુષ્ટ બનેલી પ્રજાનો અસંતોષ આ કારણે વધતો જ ગયો, પણ મીરજાફરની બાબતમાં તો આવકનું મુખ્ય સાધન બંધ થવાથી તેની સ્થિતિ વધુ વિકટ બની ગઈ.

બીજી બાજુ અંગ્રેજો મૂળ રકમો માટેનો તકાદો વધારતા જ ગયા. બસુ મહાશયે લખ્યું છેઃ—

' મીરજાફરે ઘણીયે બૂમો પાડી કે—રાજખજાનામાં જરા પણ નાણું રહ્યું નથી, અંગ્રેજ વેપારીઓ મનાઈ કરેલી વસ્તુઓનો વેપાર કરીને રાજ્યની આવકના મૂળમાં જ કુહાડી મારે છે, પ્રજા ગરીબાઈથી તંગ બની ગઈ છે અને લશ્કરનો પગાર કેટલાય વખતથી ચડી ગયો છે. પણ કોઈએ તેને દાદ ન આપી. ક્લાઈવ અને તેના ભાઈબંધો જરાપણ પલળ્યા નહિ અને પોતાની માગણીઓ તેમણે જરા પણ ઓછી કરી નહિ. ''

આ બધું ઓછું હતું તેમ ક્લાઈવ પોતે જ તેની વિકટ સ્થિતિનો લાભ લઈ તેને ગાદી પરથી ખસેડી મૂકી આખું બંગાળા હાથ કરી લેવાની યોજનાઓ કરવા લાગ્યો. ઇંગ્લેંડના વડા પ્રધાનને તેણે કાગળ લખ્યો કેઃ—

" નવો નવાબ (મીરજાફર) ઘરડો છે અને તેનો છોકરો.....ઉઘાડી રીતે અંગ્રેજોનો દુશ્મન છે. એટલે તેને ગાદી ઉપર આવવા દેવાય જ નહિ. લોકો પણ આ નવાબથી અસંતુષ્ટ છે એટલે ૨૦૦૦ જેટલા યુરોપિયન લશ્કર વડે

રાજગાદી આપણા હાથમાં લઈ લેતાં જરા પણ મુશ્કેલી આપણને નડવાની નથી. "

એટલે કે જે કલાઈવને મીરજાફર પોતાનો મોટો જીવજાન દોસ્ત માનતો હતો અને મરતી વખતે પણ જેને માટે તે વીલમાં મોટી રકમ મૂકી ગયો હતો તે જ મિત્ર તેનું અને તેના છોકરાનું કાટલું કાઢી નાખવા એટલો બધો ઈંતેજાર થઈ ગયો હતો કે વડાપ્રધાને તેનું કહ્યું કરવાની ઘસીને ના પાડી ત્યારે જ તે પોતાનો ઇરાદો પાર પાડતાં અટક્યો.

મીરજાફરનો પુત્ર મિરાન અંગ્રેજોની દુષ્ટ વૃત્તિ પહેલેથી પારખી ગયો હતો. તેણે જોઈ લીધું હતું કે એ લોકો જ્યાં સુધી રાજ્યમાં છે ત્યાં સુધી પોતાના બાપનું સિંહાસન સલામત નથી. તે ઊછરતા લોહીનો જુવાન હતો. તેનો ક્રોધ હવે તેના કાબૂમાં રહ્યો ન હતો. હોલવેલ લખે છેઃ–

" દરબારમાં નવાબના છોકરા મિરાને અને રાજા રાજવલ્લભે એક નવો પક્ષ ઊભો કર્યો છે. તેઓ અંગ્રેજોના હાથમાંથી છૂટા થવા માટે રોજ નવી નવી યુક્તિઓ ગોઠવ્યા કરે છે અને નવાબને વારંવાર કહ્યા કરે છે કે જ્યાં સુધી તેમ નહિ થાય ત્યાં સુધી તેની રાજગાદી એક નામ માત્ર છે. "

કહેવાની જરૂર નથી કે અંગ્રેજો આવો કાંટો લાંબો વખત રહેવા દે જ નહિ. એટલે જ્યારે લશ્કર લઈને તે અંગ્રેજ સેનાપતિ કલિઓડ સાથે દિલ્હીના શાહજાદા સામે લડવા દૂર ગયો ત્યારે ત્યાંને ત્યાં તેનું ખૂન કરાવી નાખવામાં

આવ્યું. જો કે કલિઓડે તો એવી જ વાત ઉડાવી કે તેના તંબૂ ઉપર રાતે વિજળી તૂટી પડી એટલે તે મરી ગયો. પણ બસુ મહાશય લખે છે:–

"આવે પ્રસંગે જુવાન નવાબનું મરણ થયું તેથી સ્હેજે શંકા ઊભી થાય છે કે કદાચ તે દગાબાજીનો ભોગ થઈ પડયો હોય......જે લોકો એમ ધારે છે કે મિરાનનું ખૂન જ કરાવવામાં આવ્યું હતું અને કલિઓડનો પણ તે ખૂનમાં હાથ હતો તેમના અભિપ્રાય સાથે અમે પણ મળતા થઈએ છીએ. મિરાન અંગ્રેજોને માટે એક કાંટારૂપ જ હતો એટલે આવી અણધારી રીતે તેનું જે મોત નીપજ્યું તેથી શંકા ઊભી થયા વિના રહેતી જ નથી કે જેઓ તેને પોતાનો શત્રુ ગણતા હતા તેઓની દગાબાજીનું જ તે પરિણામ હતું."

ખરે જ મીરજાફરને સફેદ મિત્રો મળ્યા હતા!



## પ્રકરણ ૨

### વિશ્વાસઘાત

ક્લાઇવને બંગાળામાં આવ્યાને ત્રણ વર્ષ થઈ ગયાં હતાં. તેટલા સમય દરમ્યાન તેણે દગાબાજી અને વિશ્વાસઘાતથી સિરાજનું ખૂન કરાવી મીરજાફરને ગાદીએ બેસાડી પોતાને તથા પોતાના નાત ભાઈઓને માટે લાખો રૂપિયા પડાવ્યા હતા તથા કંપનીને ફાયદાકર અનેક વસ્તુઓ સ્થાપિત કરી દીધી હતી. હવે તે ઇંગ્લેંડ જવા ઊપડયો અને વાન્સીટાર્ટ મદ્રાસથી આવી કલકત્તાના ગવર્નરનું પદ સ્વીકારે ત્યાં સુધી પોતાની પાછળ હોલવેલની નિમણૂક કરતો ગયો.

હોલવેલ કોણ હતો તે આપણે આગળ જોઈ ગયા છીએ. કલકત્તાની કાળી કોટડીની વાત કેવી રીતે તદ્દન જૂઠી કલ્પી કાઢી તેણે ફેલાવી હતી તે આપણે જાણીએ છીએ. તેના પોતાના જ નાતભાઈઓ તેને "દગાબાજ" "લુચ્ચો" અને "બદમાસ" એવાં સુંદર વિશેષણોથી ઓળખાવે છે.

મીરજાફરે ગાદીએ બેસતી વખતે હોલવેલને પણ સારી રકમની ભેટ આપી હતી. પરંતુ આ ધૂર્ત માણસ સમજી ગયો હતો કે હિંદુસ્તાનમાં એક રાજા કાયમ રાખવાને બદલે અથવા એક રાજા પ્રત્યે વફાદારીથી વર્તવાને બદલે કે પોતાનાં વચનોને પાળવાને બદલે મિત્રના ઘરમાં સળો ઘાલી, નવા માણસને મિત્ર બનાવી, જૂના મિત્રનું કાસળ કાઢી, નવા ફસાવેલા -"મિત્રને" રાજા બનાવવામાં અને છેવટે તેને પણ દગાબાજ અને બેવચની નીવડવામાં જ વધુ મોટા લાભો રહેલા હોય છે. એ વિદ્યાના આચાર્યશિરોમણી કલાઈવે એ બાબત પોતાના જાતભાઈઓને સારો પદાર્થપાઠ આપ્યો જ હતો.

એટલે હોલવેલે ગવર્નર થતાં વેંત જ મીરજાફરને આપેલાં વચનો ઘોઈ પીને, તેને વિશ્વાસઘાત કે દગાબાજીથી પદભ્રષ્ટ કરી બીજી રાજ્યક્રાંતિ કરવાનો પ્રપંચ રચવા માંડ્યો. મીરજાફરની તિજોરી ખલાસ થઈ ગઈ હતી. પ્રજા અંગ્રેજોની લૂંટથી પાયમાલ બની રહી હતી છતાં આપેલું વચન પાળવા મીરજાફરે તે પ્રજા ઉપર ભયંકર જુલમો કરીને પણ પૈસા કઢાવી આ પરદેશી મિત્રોનું લેણું ભરપાઈ કર્યું હતું. મીલને પણ લખવું પડ્યું છે:–

"ખાલી તિજોરી અને કંગાળ પ્રજા પાસેથી અંગ્રેજોનું મોટું દેવું ભરપાઈ કરવા માટે તેને કમકમી ઉપજાવે તેવા જુલમો કરવા પડયા હતા."

તે માનતો હતો કે અંગ્રેજોનું દેવું પૂરું કરીશ તો પછી તેઓ મને નિરાંતે જંપવા દેશે અને પ્રજા પાસેથી

પૈસા કઢાવવા ગમે તેવા જુલમો કરી તેને પોતાની વિરુદ્ધ ઉશ્કેરી મૂકી હશે, તો પણ, તે જ કારણથી અંગ્રેજો હંમેશને માટે તેની મદદમાં રહેશે અને તેનું રાજ્યાસન સ્થિર રાખશે.

પરંતુ અંગ્રેજો તો મીરજાફરે બધા પૈસા ભરપાઈ કીધા એ કારણે જ હવે તેને ઉઠાડી મૂકી બીજો નવાબ તેની જગ્યાએ આણવા ખટપટ કરી રહ્યા હતા, જેથી નવા આવનાર નવાબ પાસેથી ફરી તેમને પૈસાના રેલા શરૂ થાય.

વાન્‌સિટાર્ટ આવ્યા પછી તે ષડ્યંત્ર વધુ જોસમાં ચાલવા લાગ્યુ તે સફેદ ટોળીએ સભામાં ભેગા થયા બાદ ઠરાવ કર્યો કે –

"લોર્ડ કલાઇવે કરેલી રાજક્રાંતિ બાદ, આપણી સત્તા બંગાળામાં સાબૂત રહે તે માટે આપણે એક મોટુ લશ્કર આપણી પાસે રાખતા આવ્યા છીએ તેના ખર્ચ માટે જે પ્રાંતો આપણને નવાબ પાસેથી મળ્યા છે તે પ્રાંતોમાંથી હવે તેનુ ખર્ચ નીકળી શકે તેમ નથી જ્યાં સુધી નવાબના દેવાના પૈસા આવ્યા કરતા હતા ત્યાં સુધી આ મુશ્કેલી આપણને નડી ન હતી પરંતુ હવે નવાબે બધુ જ દેવુ ભરપાઈ કરી દીધુ હોવાથી તેની પાસેથી વધુ પૈસા મળી શકે તેમ નથી યુરોપથી તો પૈસા આવતા જ નથી એટલે આપણે આ બધુ ખર્ચ નીકળે તે ઉપરાંત—

દક્ષિણ કિનારે જે લડાઇઓ આપણે લડી રહ્યા છીએ તે માટે—

પોંડીચરી સર કરવા માટે—

તેમજ ત્રણે પ્રલામઓમાંથી ઇંગ્લેંડ માલ ચડાવવા માટે મોટી રકમો આપણી પાસે જોઇએ, અને તે માટે આપણે આવકનું એક ચોક્કસ સાધન ઊભુ કરવુ જોઇએ"

આ ઉપરનો ફકરો અમે વિસ્તારથી અહીં એટલા માટે ટાંક્યો છે કે જેથી વાંચક તેમાંની નીચે જણાવેલી અગત્યની બાબતો પણ સહેલાઇથી જોઈ શકે –

(૧) અંગ્રેજો હિંદુસ્તાનમાં ચારે બાજુ દેશો કે દેશી રાજાઓ સામે જે લડાઇઓ લડી રહ્યા હતા તેમનું ખર્ચ ઇંગ્લેંડથી આવતું ન હતું પણ હિંદુસ્તાનમાંથી જ મેળવવામાં આવતું હતું

(૨) અહીંથી વેપાર કરવા માટે જે માલ ખરીદ કરી તેઓ ઇંગ્લેંડ ચડાવતા હતા તે પણ અહીંને પૈસે જ ખરીદતા હતા

(૩) ઇંગ્લેંડથી એક પાઈ પણ આવતી નહિ *

ટૂંકામાં –

અંગ્રેજોએ વેપારથી કે લડાઇઓથી હિંદુસ્તાનમાંથી જે સત્તા અને ધનસંપત્તિ મેળવ્યા હતાં તેમાં તેમની કોથળી સહેજ પણ ઘસાઈ ન હતી તેમણે જો કાંઈ ખરચ્યુ હોય તો તેમની દગાબાજી, છળકપટ લુચ્ચાઈ, બેવફાઈ, વિશ્વાસઘાત અને નીચતા એ વસ્તુઓનો ભંડાર તેમણે પોતાના દેશમાંથી સારીપેઠે આણ્યો હતો એટલું તેમને અન્યાય ન કરવા ખાતર જરૂર કબૂલ કરવુ જોઇએ

* આ વિષય ઉપર વિસ્તાર માટે જુઓ આ પુસ્તકને અંતે 'વેપાર ઉદ્યોગનો નાશ' નામનું પરિશિષ્ટ

પરંતુ એ તો અપ્રસ્તુત વાત થઈ. ઉપરના ફકરામાં અંગ્રેજોએ જે "આવકનું ચોક્કસ સાધન" ઊભું કરવાની વાત કરી છે તે બીજી કાંઈ જ ન હતી પણ મીરજાફર પાસેથી વધુ પૈસા કોઈ પણ કાયદેસર રીતે મળી શકે તેમ ન હોવાથી તેને તેના જ પૈસે રાખેલા લશ્કર વડે ગાદીએથી ઉઠાડી મૂકી તેની જગાએ બીજા નવા માણસને નવાબ બનાવી તેની પાસેથી કિંમત, લાંચ અને ભેટ પેટે નવા પ્રાંતો અને નવી રકમો પડાવવાની જ હતી.

મીરજાફરને મીરકાસમ નામનો જમાઈ હતો. તે ઘણો જ ચાલાક તેમજ વિચક્ષણ હતો. તે પહેલેથી જોઈ ગયો હતો કે ધીમે ધીમે અંગ્રેજો પોતાની સત્તા અને સંપત્તિ વધારતા જાય છે અને દેશી લોકોની સત્તા ઘટતી જાય છે. તેણે એ પણ જોયું કે મીરજાફર પોતાની નબળાઈથી પ્રજાને રંજાડી અંગ્રેજોને જ વધુ પ્રબળ બનાવતો જાય છે.

તેણે આ વખતે એક વિચિત્ર પગલું ભરવાનો નિશ્ચય કર્યો. તેણે જોયું કે અંગ્રેજો પૈસાની તાણમાં આવ્યા હોવાથી બંગાળાની રાજગાદી બીજા કોઈ માણસને વેચવાની તરખટમાં પડયા છે, તથા સ્વાભાવિક રીતે આ વખતની બીજી રાજ્યક્રાંતિમાં તેઓ વધુ પ્રબળ બની જશે. આ વખતે જો કોઈ નબળો પોચો માણસ તેમના હાથમાં આવી ગયો તો બંગાળામાં ફરી કોઈ વાર દેશી સત્તા પહેલાંની માફક સ્થપાવાની આશા હંમેશને માટે છોડી જ દેવી.

તેણે અંગ્રેજોના આ કાવતરામાં ભળી પોતે જ નવાબ

બનવાનું નક્કી કર્યું.

અંગ્રેજોને મોંમાગ્યા પૈસા આપવાનું મીરકાસમે કબૂલ કરતાં વેંત જ તેમણે પોતાના ઇશ્વરની સાક્ષીએ સ્વીકારેલા મિત્ર (!) મીરજાફરને ગાદીએથી ઉઠાડી મૂકી મીરકાસમને નવાબ બનાવવાનું નક્કી કર્યું.

બધું નક્કી થઈ ગયા બાદ અંગ્રેજોએ વરૂ અને ઘેટાના બચ્ચાની વાતની માફક મીરજાફરની સામે આરોપોના ત્રણ કાગળ તૈયાર કર્યા. તેમાં તેમણે લંબાણથી લખી જણાવ્યું કેઃ–

..."તમને રાજ્ય કરતાં આવડતું નથી, તમારા પ્રધાનો અને સલાહકારો દુષ્ટ છે, તેઓ તમારા અને કંપનીના હિતને મોટો ધોકો પહોંચાડે છે. તમારી આખી પ્રજા પાયમાલ થઈ ગઈ છે તથા ભયંકર જુલમો હોળી કચરાઈ રહી છે."

અંગ્રેજોમાં કહેવત છે કે કૂતરાને ફાંસીએ ચડાવવો હોય તો તેને પહેલાં ખરાબ કહેવો. એ રીતને અનુસરી તેઓ હવે પ્રજાના દુઃખને આગળ કરી મીરજાફરને ગુનેગાર ઠેરાવવા આવ્યા! મીરજાફરની તિજોરી ખાલી હોવા છતાં પૈસા માગ માગ કરી તેમણે જ મીરજાફરને પ્રજા ઉપર જુલમ કરવાની ફરજ પાડી હતી; તેમ જ જકાત ભર્યા વિના ગેરકાયદેસર રીતે દેશની ચીજોનો દેશમાં જ વેપાર કરી, દેશનો આખો વેપાર તોડી નાખી, પ્રજાના પેટ ઉપર તેમણે જ દુષ્ટતા અને અન્યાયથી છરી મૂકી હતી છતાં તેઓ પ્રજાના દુઃખનું કારણ બતાવી મીરજાફરને દંડવા નીકળ્યા! અંગ્રેજો

પ્રજા ઉપર કેટલો જુલમ અને અન્યાય કરી રહ્યા હતા તે મીરજાફર જાણતો હતો. તેણે વારંવાર કંપનીના અમલદારોનું તે વાત ઉપરે ધ્યાન ખેંચ્યું હતું, છતાં કોઈ તેની વાત સાંભળતું પણ ન હતું.

મીરજાફર આ કાગળો વાંચી આશ્ચર્ય અને ક્રોધથી સ્તબ્ધ થઈ ગયો. અંગ્રેજોએ રાતોરાત તેના મહેલને ઘેરો ઘાલ્યો. તેઓ મીરજાફરના મિત્ર ગણાતા હોવાથી, વિના મુશ્કેલીએ દેશના રાજાના મહેલના દરવાજા સુધી જઈ શક્યા.

મીરજાફરે જોયું કે હવે કાંઈ વળે તેમ નથી. અંગ્રેજોએ તેને, રાજ્યની બધી સત્તા મીરકાસમના હાથમાં સોંપી નિરાંતે ગાદી ઉપર એસી રહેવાનું કહ્યું. પરંતુ તેવા નામના નવાબ રહેવા કરતાં તેણે રાજગાદી છોડવાનું અને તે હતભાગી જગાથી દૂર કલકત્તા જઈને રહેવાનું વધુ પસંદ કર્યું.

તેણે ગવર્નરને લખી જણાવ્યું:—

પોતે આપેલાં વચન તોડવાનું તમને ઠીક લાગ્યું છે, હું મારાં તોડવાનો નથી. જો મેં તમારા જેવું જ કરવા ધાર્યું હોત તો વીસ હજાર માણસો સાથે તમારી સામે લડાઈ કરી હોત. મારો પુત્ર મિરાન મને આ બધા માટે પહેલેથી જ ચેતવ્યા કરતો હતો. તમે હવે મને કાંતો કલાઈવ પાસે મોકલી દો કે મક્કા જતો રહેવા દો. તેમ પણ ન કરવું હોય તો મને કલકતામાં રહેવાની છૂટ આપો. પરંતુ આ ઠેકાણે તો હું હરગિજ રહેવા માગતો નથી."

આ બિચારો બુઢ્ઢો નવાબ મરી ગયો ત્યાં સુધી ક્લાઈવની મિત્રતા ઉપર વિશ્વાસ રાખતો રાખતો જ મરી ગયો. મરતી વખતે પણ તેણે પોતાના વીલમાં ક્લાઈવ માટે પોતાના દિલોજાન મિત્ર તરીકે ભેટની મોટી રકમ લખાવી હતી. તે ક્યાં જાણતો હતો કે તેનો તે " દિલોજાન મિત્ર " જો પોતાની મરજી મુજબ વર્તી શક્યો હોત તો કેટલાંય વર્ષ અગાઉ તે તેમજ તેનો પુત્ર બંને કોઈ કાળી કોટડીમાં સડીને કે રણક્ષેત્ર ઉપર તરવારથી ટુકડા થઈને કબ્રસ્તાનમાં પહોંચી ગયા હોત !

આ બધું કામ પૂરું થઈ ગયા બાદ હોલવેલે ઇંગ્લૅંડવાળાઓને મીરજાફર પ્રત્યે આમ વિશ્વાસઘાત કરવાનું કારણ બતાવવા એક મોટો ખરડો તૈયાર કર્યો. તેમાં તેણે મીરજાફરને જેટલો કાળો ચીતરાય તેટલો ચીતર્યો. જૂઠાણું ઊભું કરતાં તો તેને જરાય સંકોચ પણ થતો નહતો કે વખત પણ લાગતો નહિ. આ ખરડામાં પણ તેણે બીજી કેટલીય બનાવટી વાતો સાથે "ઢાકાની ખૂનરેજી" ની એક હૃદયદ્રાવક વાત ઉપજાવી કાઢીને લખી. મીરજાફરના મૃત્યુબાદ ૭ વર્ષે અંગ્રેજોની જ કાઉંસીલે ઇંગ્લેંડ ફરી લખી મોકલ્યું કે હોલવેલે તે ખરડામાં લખેલી બધી વાતો ઉપજાવી કાઢેલી હતી અને તેમાં જે લોકોની મીરજાફરે કતલ કર્યાનું જણાવ્યું છે તેમાંના બે સિવાય બધા અત્યારે હજુ પણ જીવતા છે ! અને તે બેને પણ મીરજાફરની રજા કે જાણ વિના જ મારી નાખવામાં આવ્યા હતા !

પોતાના મિત્રને આમ દગો કરી પદભ્રષ્ટ કરવા બદલ અંગ્રેજોએ મીરકાસમ પાસેથી ૩૦ લાખ રૂપિયા ખાનગી

પાનસોપારી તરીકે પડાવ્યા (૨૦૦,૨૬૯ પાઉંડ). તેમાંથી વાન્સીટાર્ટે પોતે ૯ લાખ રૂપિયા (૫૮,૩૩૩ પાઉંડ); હોલવેલે ૨ લાખ ૭૦ હજાર; સમ્નરે ૨ લાખ ૫૫ હજાર; મેકગાયરે ૨ લાખ ૫૫ હજાર; કલિઓડે ૨ લાખ; તથા યોર્ક અને સ્મિથ દરેકે ૧ લાખ ૩૪ હજાર રૂપિયા લીધા હતા. મીરજાફરનું જે દેવું બાકી હતું તે બધું મીરકાસમે ચૂકવી આપવું તથા અંગ્રેજો દક્ષિણમાં જે લડાઈઓ ચલાવી રહ્યા હતા તેના ખર્ચ પેટે તેણે પાંચ લાખ રૂપિયા ખુશ બક્ષિસ તરીકે આપવા એમ નક્કી કરવામાં આવ્યું. આ ઉપરાંત બર્દવાન, મિદનાપોર અને ચિતાગોંગ એ ત્રણ ફળદ્રુપ જીલ્લાઓની મહેસૂલ હંમેશને માટે લશ્કરના ખરચ પેટે કંપનીને આપી દેવામાં આવી.

દગલબાજી અને વિશ્વાસઘાતથી આટલી આર્થિક સંપત્તિ અને પૃથ્વીનું સામ્રાજ્ય મળતું હોય તો પછી પરલોકના કે "સ્વર્ગીય પિતા"ના દૈવી રાજ્યના મૃગજળની આશાએ પ્રમાણિક કે સદ્‌ગુણી બનવાનું તો મૂર્ખ એશિયાવાસીઓને જ પરવડે !

---

## કાળા સાપ

મીરકાસમે ગાદીએ બેઠા પછી તરત જ ગમે તેમ કરીને અંગ્રેજોને કબૂલેલી રકમો ઝટપટ ભરપાઈ કરી દઈ તેમના સંબંધમાંથી છૂટા થઈ જવાનો વિચાર કર્યો. ખજાનામાં તો મીરજાફરના વખતથી જ પૈસા ન હતા. પરંતુ તેણે મોટા મોટા જમીનદારો પાસેથી કઢાવાય તેટલા પૈસા કઢાવ્યા અને રાજ્યનું બધું જરજવાહીર, દરદાગીના વગેરે વટાવી વટાવીને રોકડ નાણાં કરી નાખ્યાં.

અક્ષયકુમાર લખે છેઃ—

"નવાબની આજ્ઞાથી રંગમહેલના વિલાસો બંધ પડ્યા; નૃત્યગીત બંધ થયાં; ઠઠ્ઠામશ્કરીએ રાજમહેલમાંથી રજા લીધી, ઠાઠમાઠ ચાલ્યો ગયો. અગણિત દાસદાસીઓની સંખ્યા ઓછી થવા લાગી, અને જેના વગર બિલકુલ ન ચાલે તેટલું જ બાકી રહ્યું. રજપૂતોની સત્તા કાયમ કરવા માટે મહારાજા પ્રતાપસિંહે પાંદડામાં ભોજન કરવાનું અને ભૂમિ ઉપર શયન કરવાનું વ્રત લીધું હતું તેમ મીરકાસમે પણ દેશી

સત્તા કાયમ કરવા માટે પોતાનાં બધાં સુખોને તિલાંજલિ આપી......"

આમ સખત કરકસર અને જોરજુલમ વડે તેણે થોડીવારમાં પૈસા ભેગા કર્યા અને અંગ્રેજોનું બધું દેવું પૂરેપૂરું ભરપાઈ કરી દીધું.

આટલું થયા બાદ તે, પ્રજા અને દેશના સંગઠન તથા આબાદીના પ્રશ્ન પાછળ પડયો.

પ્રથમ તો તેણે અંગ્રેજોથી દૂર ખસવા મુર્શિદાબાદ છોડીને મોંગીર નામના એક સુરક્ષિત સ્થાનમાં પોતાની રાજધાની સ્થાપી અને ત્યાં એક મજબૂત કિલ્લો બાંધ્યો.

ત્યાર બાદ પોતાના લશ્કરને યુરોપીય પદ્ધતિ પ્રમાણે કેળવીને તૈયાર કરવા તેણે જુદા જુદા યુરોપિયનો અને આરમિનિયનોને પોતાના લશ્કરમાં લેવા માંડયા. આ રીતે તેનું લશ્કર ઝપાટાબંધ યુરોપિયન લશ્કર જેવું કુશળ અને અજેય બનવા લાગ્યું. પરંતુ આગળ આપણે જોઈશું તેમ આ જ વસ્તુ તેના વિનાશનું પણ કારણ થઈ પડી.

ત્યાર બાદ યુરોપીય વેપારીઓ છૂપી રીતે જે તોપો અને દારૂગોળા લાવી લાવીને વેચતા તે તોપો અને દારૂગોળા ખરીદી ખરીદીને તેણે એકઠાં કરવા માંડયાં. તે માત્ર એટલાથી જ અટક્યો નહિ. તેણે પોતાના દેશમાં જ તોપો બનાવવાનું કારખાનું ઊભું કર્યું. તે જમાનામાં બંદૂક ફોડવા માટે ચકમકના પથરા વડે તણખા પાડવામાં આવતા. અને બંદૂકની નાળ તાપ સહન કરી શકે તેવી કરવા માટે ઊંચા પોલાદની બનાવવાની જરૂર પડતી. થોડા જ વખતમાં

રાજમહાલ અને છોટાનાગપુરની ખાણો, ઉદ્યોગે વળગેલા હજારો મજૂરો અને કારીગરોથી ગાજી ઊઠી. રાજમહેલમાંથી અંગ્રેજો પરદેશથી લાવતા તેના કરતાં પણ સારી જાતનો ચકમક મળી આવ્યો અને છોટાનાગપુરના પોલાદની બનેલી બંદૂકની નાળો કંપનીની અંગ્રેજી નાળોને ટક્કર મારે તેવી માલમ પડી

બ્રુમ્સે લખ્યું છેઃ—

"કંપનીના લશ્કરની બંદૂકો અને મીરકાસમની બંદૂકોની પરીક્ષા કરવામાં આવતાં અંગ્રેજી બનાવટ કરતાં તે ઘણા ઊંચા પ્રકારની માલમ પડી. ખાસ કરીને તેમની નળીઓ વખાણવા યોગ્ય મજબૂત ધાતુની બનેલી હતી. તેના ચકમક પણ એવી સારી જાતના હતા કે પરદેશથી આવતા ચકમક કરતાં તે જ વધુ પસંદ કરવામાં આવતા."

આ બધું કર્યા બાદ તે મુલકી વ્યવસ્થામાં પડ્યો. દરેક ખાતાના અમલદારોમાં લાંચ અને સડાનું જે સામ્રાજ્ય જામી ગયું હતું તે તરત દૂર કરવામાં આવ્યું. એ બાબતમાં તે જરા વધારે પડતો આકરો થયો એમ તો કહેવું જ પડશે. સહેજ બેવફાઈનું ચિહ્ન જણાય તેવા લશ્કરી અમલદારને તો ફાંસીએ જ ચડાવવામાં આવતો. જો કે તે વખતની અંગ્રેજોની કપટનીતિ અને દેશી અમલદારોમાં તે કારણે ફેલાયેલા વિદ્રોહનું પ્રમાણ એટલું મોટું હતું કે આટલી કડકાઈ વિના તે સુધરવું જ અશક્ય હતું.

તે સમયનો મુસલમાન ઇતિહાસકાર સૈયદ ગુલામ-હુસેન લખે છેઃ—

"મેં મીરકાસમના ઘણા દોષો બતાવ્યા છે. પરંતુ તેના ગુણ પણ મારે બતાવવા જોઈએ..........દીવાની અથવા ફોજદારી ન્યાય આપવામાં, સૈન્ય અને દરબાર પર અંકુશ રાખવામાં, અથવા પંડિતોનું માન જાળવવામાં તે જે શક્તિ દર્શાવી ગયો છે તેટલા ઉપરથી જ માત્ર તેને તે જમાનાના આદર્શ રાજા તરીકે ગણવામાં જરાય અતિશયોક્તિ નહિ થાય.........અઠવાડિયામાં બે દિવસ તે જાતે ન્યાયાસન ઉપર બેસતો અને બધી ફરિયાદો સાંભળીને યોગ્ય ન્યાય આપતો. તેના સમયમાં કોઈ પણ અમલદાર લાંચ લઈ કોઈની તરફેણમાં ચુકાદો આપી શકતો નહિ. જમીનદારોના જુલમમાંથી પ્રજાને છોડાવવી એ તો તેનું પ્રિય કાર્ય હતું."

ઉપરના ફકરાના છેલ્લા વાક્ય ઉપરથી જણાઈ આવશે કે અંગ્રેજોનું દેવું ચૂકવવા માટે પૈસા ભેગા કરવા પ્રજા ઉપર કરનો બોજો વધારવાને બદલે, ખેડૂતોને ચૂસી માતેલા જમીનદારોને જ નીચોવી લેવાનું તેણે શાથી વધુ યોગ્ય માન્યું હતું.

આ પ્રકારે તેણે પોતાના હાથમાં હતું ત્યાં સુધી પ્રજા ઉપરના તમામ પ્રકારના જુલમો દૂર કર્યા અને દેશના સંરક્ષણ માટે નવી ઢબનું બળવાન લશ્કર તૈયાર કર્યું. પરંતુ હવે તેની સામે પ્રજા ઉપરના એક જુદી જ જાતના, તેમ જ પ્રમાણમાં પણ તેટલા જ ભયંકર જુલમનો પ્રશ્ન આવીને ઊભો રહ્યો અને તે અંગ્રેજોના ખાનગી વેપારનો.

તેની સામે પ્રશ્ન એ હતો કે પોતાની ગાદીની સલામતી

ખાતર અંગ્રેજોના આ અન્યાયી અને જુલમી વેપાર તળે પ્રજાને કચરાવા અને લૂંટાવા દેવી કે તેમની દુશ્મનાવટનું જોખમ વહોરીને પણ પોતાની પ્રજાને પડખે ઊભા રહી અંગ્રેજોના તે જુલમને નાબૂદ કરવો. મીરકાસમ જેવા પુરુષાર્થી અને સ્વાતંત્ર્યપ્રેમી નવાબને તે પ્રશ્નનો નિવેડો લાવતાં જરા પણ વાર ન લાગી. તેણે પ્રજાને પડખે ઊભા રહી અંગ્રેજોનો તે અન્યાય દૂર કરવાનો નિશ્ચય કર્યો અને પરિણામે આપણે આગળ જોઈશું તેમ તેણે પોતાનું રાજ્ય, સત્તા અને પદ ગુમાવ્યાં.

## આપણે તે વિષય ઉપર જ આવીએ.

આ દેશમા દેશી રાજાઓના વખતમા, માલ એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવા લાવવા ઉપર જકાતો લેવામાં આવતી. દિલ્હીના મોગલ બાદશાહ શાહજહાંના ફરમાનથી, અંગ્રેજ કંપની જે માલ ઇંગ્લેંડથી લાવે અથવા જે માલ ઇંગ્લેંડ ચડાવે તેના ઉપર તે જકાતો ન લેવાનો હુકમ થયો. એટલે કે બંગાળામા અંગ્રેજ કંપનીના માલ ઉપરની તમામ જકાતો માફ કરવામા આવી. પરંતુ આ માફી કંપનીના માલ પૂરતી જ હતી, કંપનીના નોકરોના ખાનગી વેપાર માટે ન હતી. તેમને તો રૈયતના બીજા વેપારીઓની માફક એ જકાતો ભરવાની જ હતી. છતાં કંપનીના બધા જ અંગ્રેજ ગુમાસ્તાઓ અને અમલદારો કંપનીનો પરવાનો વાપરીને જકાત ભર્યા વિના ખાનગી વેપાર ચલાવતા. દેશી વેપારીઓને તો પોતાના માલ ઉપર જકાતો ભરવી જ પડતી એટલે બજારમાં અંગ્રેજો ઓછે ભાવે દેશનો જ

માલ વેચીને, અન્યાયથી, ગેરકાયદેસર નફો કરતા. પરિણામે પ્રજાના નાના મોટા તમામ વેપારીઓ પાયમાલ થવા બેઠા અને રાજ્યને જકાતની મહેસૂલમાં ભારે ખોટ આવવા લાગી.

અંગ્રેજ ઇતિહાસકાર મિલ લખે છે:—

"કંપનીના નોકરો પોતાનો માલ જકાત ભર્યા વિના જ વેચતા હોવાથી અને દેશી વેપારીઓને તો ભારે જકાત આપવી પડતી હોવાથી દેશનો તમામ વેપાર અંગ્રેજોના હાથમાં જવા બેઠો હતો. અને એ રીતે રાજ્યની આવકનું પણ એક મોટું સાધન બંધ થવા લાગ્યું હતું. જો કોઈ દેશી જકાતી અમલદાર અંગ્રેજ લોકોનો માલ રોકીને, કંપનીના પરવાના હેઠળ તેમનો ખાનગી માલ જકાત લીધા વિના લઈ જવા દેવામાં વાંધો બતાવતો તો તરત જ સિપાઈઓની એક ટુકડી મોકલીને તેને નજીકની અંગ્રેજ કોઠીમાં કેદ પકડીને લઈ જવામાં આવતો."

મી. વર્સ્ટ લખે છે:—

"જકાત ભર્યા વિના જ અંગ્રેજો મોટો વેપાર ચલાવી રહ્યા હતા અને તેને કારણે માની ન શકાય તેવા જુલમો કરવામાં આવતા હતા. તેઓ પ્રજાના નિરાધાર લોકોને જ કચરીને સંતોષ માનવાને બદલે નવાબની સત્તાને પણ માથે સાથે ધૂળ ભેગી કરતા હતા. જ્યારે જ્યારે નવાબના અમલદારો પ્રજા ઉપરનો આ જુલમ અટકાવવા વચ્ચે પડતા ત્યારે તરત તેમને કેદ પકડીને લઈ જવામાં આવતા અને મરજીમાં આવે તે શિક્ષા તેમને કરવામાં આવતી.......આ

વેપારમાંથી એટલી મોટી આવક થતી કે નાના નાના અંગ્રેજ કારકુનો દર વર્ષે ૨૦ થી ૩૦ હજાર રૂપિયા ચેનબાજીમાં જ ઉડાવી શકતા. તેઓ બધા જ સુંદરમાં સુંદર મખમલનાં કપડાં પહેરતા અને રોજ મિષ્ટાન્ન આરોગતા."

અક્ષયકુમાર લખે છેઃ—

"દેશના લોકો જરા પણ વેપાર ચલાવી શકતા નહિ. બજારમાં જેટલો માલ આવતો તેટલો બધો અંગ્રેજો ખરીદી લેતા. તેઓ બળાત્કારપૂર્વક માલ ઓછી કિંમતે ખરીદી તથા મોંઘી કિંમતે વેચી અઢળક નફો મેળવતા.........આમ બંગાળા વેપારીઓનું અને આમપ્રજાનું સત્યાનાશ વળી રહ્યું હતું.........દરેક અંગ્રેજ મોટો નવાબ થઈ બેઠો હતો અને નવાબના અમલદારો તેનો જુલમ જરા પણ અટકાવી શકતા નહિ."

આ જુલમ ધીમે ધીમે કયી કક્ષાએ પહોંચ્યો હતો તે અમારા શબ્દોમાં વર્ણવવાને બદલે તે વખતના અંગ્રેજ ગવર્નર વાન્સીટાર્ટના શબ્દો જ અમે ટાંકીશું:—

"આ જગા પહેલાં વેપારનું એક મોટું મથક હતી. પણ હવે અંગ્રેજોના નીચે વર્ણવેલા વ્યવહારોથી તે છેક પાયમાલ થઈ ગઈ છે. કોઈ પણ અંગ્રેજ પોતાના ગુમાસ્તાને બજારમાં માલ ખરીદવા કે વેચવા મોકલે છે. તે ગુમાસ્તો કોઈ પણ માણસ પાસે પોતાનો માલ ખરીદાવે છે કે તેનો માલ વેચાવે છે. જો પેલો માણસ આનાકાની કરે છે તો તરત જ તેને કોરડા વડે ફટકારવામાં આવે છે કે કેદ

પકડીને કોઠીએ લઈ જવામાં આવે છે...વાત આટલેથી જ અટકતી નથી. અંગ્રેજો જે માલનો વેપાર કરતા હોય છે તે માલનો પછી બીજા કોઈ દેશીને વેપાર કરવા દેવામાં આવતો નથી. અંગ્રેજો જે માલ ખરીદે છે તે પણ બીજા વેપારીઓ કરતાં ઘણી ઓછી કિંમતે પડાવે છે અને તેટલી કિંમત પણ ઘણી વાર આપવામા નથી આવતી.........."

આ વસ્તુ ઉપર કરવી જોઈતી ટીકા અમે બર્કના પ્રસિદ્ધ ભાષણમાથી જ ટાંકીશું:—

" વેપારથી બીજો કોઈ પણ દેશ સુસમૃદ્ધિમાન થાય, પણ બંગાળા તો તેને જ કારણે પાયમાલ થઈ રહ્યો હતો. ......ચારે બાજુ ખાનગી અંગ્રેજ વેપારીઓ ઊભરાઈ રહ્યા હતા. તેઓ પોતાની મોજમાં આવે તે કિંમતે માલ વેચતા એટલુ જ નહિ પણ દેશીઓ પાસેથી પોતાની મોજમાં આવે તે કિંમતે માલ પડાવી લેતા. આ બધું વેપાર કરતા કોઈ લશ્કરનું ધાડું લોકોને લૂંટવા ઊતરી પડ્યું હોય તેમ વધારે લાગતુ. લોકો પોતાના દેશી રાજાની અદાલતોમા બૂમો પાડી પાડીને ફરિયાદ કરતા પણ તેથી કશું વળતું નહિ..... ......આમ આ નિરાધાર દેશ ઉપર અંગ્રેજ લોકો વરુના ટોળાની પેઠે ચારે બાજુથી તૂટી પડ્યા હતા "

મી. ટૉરન્ટ્સ લખે છે:—

અંગ્રેજો જકાત ભર્યા વિના વેપાર કરતા હોવાથી, દરેક ગામડામાં કે બજારમા ચોખા, ડાંગર, મચ્છી, ઘાસ,.

વાંસ તેમજ એવી બીજી બધી વસ્તુઓ દેશી વેપારીઓ કરતાં ઓછી કિંમતે વેચવા લાગ્યા....તેઓ ગમે તે કિંમતે દેશીઓ પાસે માલ ખરીદાવતા કે વેચાવતા......જો કોઈ સામું થતું તો તેને પકડવામાં આવતો, કોટડીમાં પૂરવામાં આવતો, વજનદાર સાંકળો વડે બાંધવામાં આવતો અને સખત મારવામાં આવતો.........આવા ત્રાસ અને જુલમથી કોઈ તેમની સામું થવાની હિંમત કરતું નહિ."

સાર્જન્ટ બ્રેગોએ પોતાના કાગળમાં લખ્યું છે:—

"અંગ્રેજો પોતાના ગુમાસ્તાઓને બજારમાં માલ ખરીદવા કે વેચવા માટે મોકલે છે. તે જઈને પ્રજાના કોઈ પણ માણસ પાસે બરજબરાઈથી પોતાનો માલ ખરીદ કરાવે છે અથવા તો તેનો માલ વેચાવે છે. જો તે તેમ કરવાની ના પાડે છે તો તરત જ તેને ફટકાની કે કેદની શિક્ષા કરવામાં આવે છે.........આટલું જ બસ નથી પરંતુ અંગ્રેજો પોતે બજારમાં જે માલનો વેપાર કરતા હોય તે માલનો વેપાર પછી બીજા કોઈ પણ દેશી વેપારીને કરવા દેવામાં આવતો નથી. જો કોઈ તેમ કરવાની હિંમત કરે છે તો તરત જ અંગ્રેજો તેને પોતાની સોટીનો સ્વાદ ચખાડે છે.....જે માલ અંગ્રેજો ખરીદે છે તે પણ બજારભાવથી મરજીમાં આવે તેટલા ઓછા ભાવે પડાવે છે તથા ઘણીવાર તો તેટલી ઓછી કિંમત પણ વેચનારને આપવામાં આવતી નથી આ તેમજ આવા બીજા અનેક જુલમોથી બંગાળાનો આ સમૃદ્ધ જીલ્લો વેરાન થઈ જવા બેઠો છે. હરરોજ શહેરના લોકો બીજે કોઈ સુરક્ષિત સ્થળે જવા ઘર-

બાર છોડી છોડીને ચાલ્યા જાય છે....પહેલાં કચેરીમાં ન્યાય પણ મળતો પરંતુ હવે તો દરેક અંગ્રેજ ગુમાસ્તો ન્યાયાધીશ બની બેઠો છે. તે જમીનદારો સુદ્ધાંને પકડી લાવીને શિક્ષા કરે છે. કેટલીય વાર તે ગમે તેવાં જુઠ્ઠા બહાનાં હેઠળ, જેવાં કે, અંગ્રેજોના પટાવાળાઓ સાથે તકરાર કરવા બદલ કે અંગ્રેજોને જે માલ ખરીદવો હતો તે "પડાવી જવા" બદલ તેમને સતાવીને તેમની પાસેથી પૈસા કઢાવે છે."

આના જેવું જ વર્ણન ઢાકાના કલેક્ટર મહમદઅલીએ કલકત્તાના અંગ્રેજ ગવર્નરને લખી મોકલ્યુ હતું.

"......ઢાકા અને લકીપુરના અંગ્રેજ ગુમાસ્તાઓ બજારના વેપારીઓને પોતાની પાસેથી તમાકુ, રૂ, લોઢું વગેરે બીજી પરચૂરણ વસ્તુઓ બજારના કરતાં કેટલાય મોંઘા ભાવે ખરીદવાની ફરજ પાડે છે અને તે કિંમત તેમની પાસેથી જોરજુલમથી પડાવે છે....આવા આવા જુલમોથી કેટલાંય મોટાં મોટાં બજારો ભાગી ગયા છે.... ...લકીપુરના અંગ્રેજ ગુમાસ્તાઓએ તહસીલદાર પાસેથી કેટલીય જમીન બળજબરીથી પોતાના ખાનગી ઉપયોગ માટે ઝૂંટાવી લીધી છે અને તેનું જરા પણ મહેસૂલ તેઓ ભરતા નથી......તેઓ મરજીમાં આવે ત્યાં ટોલની ચોકીઓ બેસાડે છે અને માલ ઉપર જકાત ઉઘરાવે છે. તેઓ મરજી મુજબ ગરીબ લોકોનાં ઘરમાથી બધો માલ કાઢી જઇ, તેને વેચી, પૈસા લઇ જાય છે. આવા જુલમોથી દેશ પાયમાલ થઇ જવા બેઠો છે. રૈયત પોતાનાં ઘરોમાં

પણ રહી શકતી નથી અને જરા પણ મહેસૂલ ભરી શકતી નથી. કેટલીય જગાએ મી. કેવેલિયરે બળજબરીથી નવાં બજારો અને નવી કોઠીઓ ઊભી કરી છે અને પોતાના ખાનગી બનાવટી સિપાઈઓ વડે મરજીમાં આવે તેને કેદ પકડી તેની મિલકત લૂંટી લે છે. આવાં આવાં અનેક કૃત્યોથી કેટલાંય બજારો, પરગણાં અને ગામડાં વેરાન થઈ ગયાં છે. "

આ જુલમોની કરુણાજનક વાતો મીરકાસમ પાસે ચારે બાજુથી આવવા લાગી. તે અંગ્રેજોની આ રીત સમજી જ શક્યો નહિ. તેમને આટલા આટલા ખાસ લાભો અને હકો દેશમાં આપ્યા છતાં તેમની તૃષ્ણા ક્યારે કેટલાથી શમશે એ જ તેને સમજાયું નહિ. તેણે અંગ્રેજ ગવર્નર ઉપર આ બધી ફરિયાદોના કાગળ લખી મોકલ્યા અને તેને આ ખાનગી અન્યાયી વેપાર તથા તમામ પ્રકારના બીજા જુલમો બંધ કરાવવા સખત પગલાં તાકીદે લેવાનું જણાવ્યું.

તેણે પોતાના કાગળમાં લખ્યું હતું:—

"કલકત્તાની કોઠીથી માંડીને કાસીમબજાર, પટના અને ઢાકા સુધી બધા અંગ્રેજો મારા રાજ્યના દરેક જીલ્લામાં કલેક્ટર, જમીનદાર અને તાલુકદાર થઈ બેઠા છે અને મારા અમલદારોને જરા પણ કામ કરવા દેતા નથી...... તેઓ દરેક પરગણામાં, ગામડામાં અને કોઠીમાં મીઠું, સોપારી, ઘી, ચોખા, ઘાસ, વાંસ, સૂંઠ, ખાંડ, તમાકુ, અફીણ અને બીજી અનેક વસ્તુઓ ખરીદે છે તથા વેચે છે. તેઓ પ્રજા અને વેપારીઓ પાસેથી તેમનો માલ

અને સામાન બળજબરીથી બજાર ભાવ કરતાં ચોથા ભાગની કિંમતે પડાવી લે છે અને પછી તે જ માલ બળજબરી અને જુલમથી રૈયતને પાછો વેચીને એક રૂપિયાના માલના ચાર રૂપિયા પડાવે છે. મારા બધા અમલદારો કશી જ સત્તા વાપરી શકતા નથી અને આ બધાં કારણોથી જકાતની આવકમાં જ મને દર વર્ષે ૨૫ લાખ રૂપિયાની ખાધ જવા લાગી છે.........ઈશ્વરની કૃપાથી મેં જે સંધિ અને કરાર કરી આપ્યા છે તેમનું મેં જરા પણ ઉલ્લંઘન કર્યું નથી અને કરવાનો પણ નથી, તો પછી આ અંગ્રેજ અમલદારો શા માટે મારા રાજ્યને લોકોની નજરે મશ્કરી જેવું કરી મૂકી તિરસ્કારને પાત્ર કરે છે તથા મને મોટી ખોટ આવે તેવા, જકાત ભર્યા વિનાના ગેરકાયદેસર વેપાર કરે છે ?"

મીરકાસમની ફરિયાદમાં કેટલું સત્ય હતું તે જાણવા માટે તથા એ બાબતની તપાસ કરી રિપોર્ટ કરવા માટે અંગ્રેજોએ ગવર્નર વાન્સીટાર્ટ અને વોરન હેસ્ટીંગ્સને નીમ્યા. હેસ્ટીંગ્સે જુદા જુદા સ્થાનોએ તપાસ કરી જે રિપોર્ટ મોકલ્યો તે ઉપરથી મીરકાસમની બધી ફરિયાદો ખરી ઠરી. તે રિપોર્ટમાં એક દાખલો તો એવો પણ જણાવ્યો છે કે ઢાકાના અંગ્રેજોએ સીલહટમાં સિપાઈઓ મોકલી ત્યાંના આબરૂદાર રહેવાસી ઉપર ગોળી ચલાવી તેને જાનથી મારી નાખ્યો હતો અને ત્યાર પછી ત્યાંના જમીનદારને જોરજુલમથી કેદ પકડી ઉપાડી ગયા હતા. આ પ્રમાણે કોઈ પણ માણસ જો કંપનીના નોકરોને ખાનગી વેપાર કરતા અટકાવવા પ્રયત્ન કરતો તો તેને કંપનીના નોકરો શિક્ષા કરતા.

નવાબના અમલદારો અંગ્રેજોના આ જુલમો અટકાવી શકતા નહિ કારણ કે અંગ્રેજો પોતાના સિપાઇઓના બળે એક વાર તો તેમને મારી ઝૂડી, કેદ પૂરી કે કોઈ વાર તો જાનથી ઠાર કરી પોતાનો બદલો લેતા. પછી નવાબ પાસે ફરિયાદ કરતાં પણ કાંઈ વળતું નહિ. પરિણામે નિર્દોષ પ્રજા અંગ્રેજ ગુમાસ્તાઓના આવા જુલમથી ગામ છોડી નાસી જતી અને આ રીતે કેટલાંય સમૃદ્ધિમાન નગરો અને બજારો ઉજ્જડ થઈ ગયાં હતાં.

મીરકાસમ જાણતો હતો કે સિરાજઉદ્દૌલાએ અંગ્રેજોની આ લૂંટ અટકાવવા જતાં જ પોતાનો જાન ખોયો હતો. પરંતુ તેણે હવે વધુ વાર મૂંગા રહી આ રીતનો તેમનો જુલમ અને તોર સહન ન કર્યા કરવાનો નિશ્ચય કર્યો. તેણે કાઉન્સીલ ઉપર ઘણા સખ્ત શબ્દોમાં ફરિયાદ લખી મોકલી અને પરિણામે ગવર્નર અને હેસ્ટીંગ્સ તેને ગજવા મોંગીર આવ્યા.

મીરકાસમે તેમની આગળ પોતાની બધી ફરિયાદો રજૂ કરી. ગવર્નર પોતે તે બધી વાતો જાણતો હોવાથી તેમાંનું કશું ના પાડી શક્યો નહિ. તેણે કબૂલ કર્યું કે જકાત ભર્યા વગર માલ લાવવા લઈ જવાની પરવાનગી માત્ર કંપનીને છે. અને બીજા અંગ્રેજોએ તો પોતાના ખાનગી વેપાર માટે દેશી વેપારીઓ ભરે છે તેટલી જકાત ભરવી જ જોઈએ. નવાબે જણાવ્યું કે અંગ્રેજ ગુમાસ્તાઓને આ પ્રમાણે વગર જકાતે વેપાર કરવા દેવામાં આવે તો તો આખા દેશનો દરેક પ્રકારનો વેપાર તેમના હાથમાં જ જઈ પડે

અને રાજ્યને જકાતમાંથી કશી જ મહેસૂલ ન .મળે. તો પછી તેણે બધી જ જકાતો રદ શા માટે ન કરવી અને એ રીતે પ્રજાને ભયંકર જુલમ અને અન્યાયમાંથી ન બચાવી લેવી ? આમ કરવાથી દેશનો વેપારહુન્નર પણ વધે, બીજા પ્રાંતોમાંથી પણ વેપારીઓ દેશમાં ખુશીથી વેપાર કરવા આવે, ઉપરાંત અંગ્રેજો સાથે તકરારનું જે મૂળ છે તે પણ દૂર થઈ જાય.

ગવર્નર નવાબની આ સૂચનાથી ગભરાઈ ઊઠયો. જો દેશના માલ ઉપરની બધી જકાતો રદ કરવામાં આવે તો પ્રજાને તો ફાયદો થાય પરંતુ પછી અંગ્રેજોને વેપાર કરી નફો મેળવવાનું ન રહે. એટલે તેણે નવાબને તેમ કરવા દેવાની ચોખ્ખી ના પાડી. ઉપરાંત કંપની પોતાનો માલ જકાત વગર લઈ જતી હોવાથી બીજા યુરોપીય વેપારીઓ કરતાં યુરોપમા સસ્તો વેચી શકતી એકવાર જો બધાઓ ઉપરથી જકાત માફ થઇ તો પછી કંપનીને જે ખાસ લાભ હતો તે પણ નકામો થાય છેવટે વાટાઘાટ કરી ગવર્નરે મીરકાસમ પાસે કબૂલ કર્યું કે અંગ્રેજો જે ખાનગી વેપાર કરે છે તેના ઉપર નવાબે નવ ટકા જકાત લેવી અને દેશી વેપારીઓ પાસેથી ૨૫ ટકા લેવી.

અંગ્રેજો સાથે એકદમ લડી ન પડવા ખાતર નવાબે તે વાત કબૂલ કરી અને પોતાની પ્રજાને નુકસાનમાં ઉતારીને અંગ્રેજોને તેટલો ખાસ લાભ આપ્યો.

પરંતુ બીજા અંગ્રેજો આ સમાધાની પણ સ્વીકારવા તૈયાર ન હતા.' તે બધાએ ગવર્નરની આ સમાધાનીને

અંગ્રેજોના હક ઉપર ત્રાપ સમાન ગણી અને તેને લાંચખાઉ કહીને બધા ગાળો ભાંડવા લાગ્યા. કોઈએ આ સમાધાની સ્વીકારવાની હા ન પાડી અને બધા જ જૂની રીતે વગર જકાતે વેપાર ચલાવવા લાગ્યા.

અંગ્રેજ ઇતિહાસકાર મીલ પોતે જ આ વસ્તુ ઉપર ટીકા કરતાં લખે છેઃ—

" કંપનીના અમલદારોની આ વર્તણૂક, સ્વાર્થ આગળ લોકો ન્યાય કે શરમની પણ લાગણી કેવી ખોઈ બેસે છે તેનો ઇતિહાસમાં ક્યાંય ન મળી આવે તેવો દાખલો પૂરો પાડે છે. "

હવે મીરકાસમ પોતાનો ક્રોધ કાબૂમાં રાખી શક્યો નહિ. તેણે છેવટના રસ્તા તરીકે દેશના માલ ઉપરની તમામ જકાતો રદ કરી. જો તેને પોતાને તો કશી જકાત મળતી જ ન હતી તો પછી તેણે દેશના લોકોને કચરાવા દઈ અંગ્રેજોને શા માટે ખોટી રીતે ફાયદો કરી આપવો ? નવાબની આ હિંમત અને ન્યાયવૃત્તિ જોઈ પ્રજા રાજી રાજી થઈ ગઈ. પરંતુ તે જ કારણે બધા અંગ્રેજો એકદમ તેના ઉપર ગુસ્સે થઈ ગયા.

પોતાના દેશમાં માલ ઉપર જકાત લેવી કે ના લેવી એ નવાબની મુનસફીની વાત હોઈ શકે. જકાત ન લેવામાં તો તેને જ નુકસાન હતું. પરંતુ અંગ્રેજોનો વેપાર તૂટી પડવાનો થવાથી તેઓએ નવાબને જકાત માફ કરવાનો હુકમ રદ કરવાનો હુકમ કર્યો. તેઓએ જણાવ્યું કે " કાસીમઅલીને આવું જાહેરનામું કાઢવાની જરા પણ

સત્તા નથી ! તેણે અંગ્રેજોની મિત્રતા તોડી છે માટે હવે તેને તે બદલ સખત શિક્ષા કરવી જોઇએ તથા તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂકવો જોઇએ !"

રોમેશચંદ્ર દત્ત લખે છે:—

"કંપનીના નોકરો પોતાનાં ખિસ્સાં ભરવા માટે એક સમૃદ્ધ અને સુધરેલા મોટા દેશની પ્રજા પાસેથી આવકનાં તમામ પ્રકારનાં સાધનો ઝૂંટવી લેવા માગતા હતા. ગમે તેવા જુલમી રાજાએ પણ અંગ્રેજોના પહેલાં પોતાની પ્રજા પાસેથી નિર્વિઘ્ને માલ પેદા કરવાનો અને વેચવા સાટવાનો હક કદી ઝૂંટવી લીધો ન હતો. અંગ્રેજ વેપારીઓ દેશના જ વેપારીઓ જે જકાત ભરતા હતા તે જકાત બિલકુલ ન ભરીને દેશનો બધો વેપાર પોતાના હાથમાં પડાવી લઈ, કોઈ પણ મનુષ્યસમાજના સામાન્યમાં સામાન્ય હકને ઊંધો મારવા માગતા હતા. આખી દુનિયાના ઇતિહાસમાં કોઈ પણ ઠેકાણે, પરદેશના વેપારીઓએ આવા ખાસ હકો મેળવીને પોતાની સત્તાને બળે, એક મોટો વસતીવાળા અને સમૃદ્ધ દેશનો વેપાર પોતાના હાથમાં પડાવી લીધો હોય તેવો દાખલો નહિ મળે.'

વાંચક, મુઠ્ઠીભર અંગ્રેજોની દેશના નવાબ સામેની આ જોહુકમી જોઈ જરા આશ્ચર્ય પામશે. પરંતુ તેમ કરવાની જરૂર નથી. કારણ કે મીરજાફરના સમયથી તેઓ હવે "થોડાક હરામખોર દુકાનદારો" રહ્યા ન હતા પરંતુ નવાબ જેવા જ મોટા પ્રાંતોના અધિકારી તેમ જ મોટા લશ્કરના ઉપરી બન્યા હતા. મીરજાફર પોતે દુશ્મનો સામે લડી શકે

તેમ ન હોવાથી પોતાને ખર્ચે અંગ્રેજો પાસે મોટું લશ્કર રખાવતો અને અંગ્રેજો તેના દુશ્મન સામે લડવાનું કામ કરતા. મીરકાસમે જ તે લશ્કરના ખર્ચ પેટે કેટલાય મોટા પ્રાંતોની મહેસૂલ અંગ્રેજોને કાયમની લખી આપી હતી.

અંગ્રેજોએ અમ્યાટ અને હે નામના પોતાના બે પ્રતિનિધિઓને નવાબ પાસે તેનો જકાત માફ કરવાનો હુકમ પાછો ખેંચાવવા તથા બીજી પણ કેટલીક ન સ્વીકારી શકાય તેવી શરતો કબૂલ કરાવવા મોકલ્યા. મીરકાસમને અંગ્રેજ લોકોના પ્રતિનિધિઓનો વિશ્વાસ ન હતો. કલાઇવે સિરાજઉદ્દૌલા પાસે મોકલેલા પ્રતિનિધિઓએ અને ખુદ વાન્સીટાર્ટે મીરજાફરને મહેલે જઈને શું કર્યું હતું તે તે બરાબર જાણતો હતો. તેને બરાબર ખાત્રી હતી કે તે પ્રતિનિધિઓ કાંતો જાસુસો હોય છે અથવા તો છૂપી રીત લડાઈની તૈયારીઓ ચાલી રહી હોય છતાં દુશ્મનને ભુલાવામાં નાખવા અને છેતરવા પાથરેલી જાળ હોય છે.

અંગ્રેજોએ કર્યું પણ તેમ જ હતું એક બાજુ તેઓએ સમાધાની માટે પ્રતિનિધિઓ મોકલ્યા હતા અને બીજી બાજુ તેમણે પટનાની કોઠીના ગવર્નર એલીસને પટના ઉપર છાપો મારી તેને સર કરવાનો હુકમ આપી દીધો હતો તથા દારૂગોળાથી ભરેલી હોડીઓ તેને માટે રવાના કરી હતી નવાબના ધ્યાન ઉપર આ વસ્તુ આવતાં જ તેણે તે હોડીઓ અટકાવવાનો હુકમ કર્યો. બસ! અંગ્રેજોને આટલું જ જોઈતું હતું તેમણે ઠરાવ કર્યો કે "નવાબ સમાધાની કરવા નથી માગતો પણ લડાઈ કરવા

માગે છે માટે આપણે લડાઈ શરૂ કરવી !" એ સમાધાની ખરી કે જેમાં પાછળ દારૂગોળા ભરાતા હોય અને મધકો મજબૂત કરી લેવાતાં હોય !!

અંગ્રેજોએ અમ્યાટ અને હેને પાછા આવવાનો તથા એલીસને પટના ઉપર છાપો મારવાનો હુકમ આપી દીધો.

એલીસ મીરકાસમનો દુશ્મન હતો. તે ખાનગી વેપારમાં એટલા જુલમ કરતો હતો કે મીરકાસમની તેના ઉપર કરડી નજર હતી. અને તે કારણે જ એલીસ તેનો પાકો દુશ્મન બન્યો હતો. તેણે રાતોરાત પટણા શહેર ઉપર છાપો માર્યો અને અંગ્રેજો સાથે મિત્રતા હજુ ચાલે છે તે આશામાં નિશ્ચિંત મને સૂતેલા નવાબના સેનાપતિને ભુલાવામાં નાખ્યો.

અંગ્રેજોએ અંદર પેસી નિર્દોષ રૈયતને લૂંટવાનું અને તેની કતલ કરવાનું કામ શરૂ કર્યું. પટનાની કતલ અંગ્રેજોનો દુષ્ટ સ્વભાવ બતાવી આપે છે. જ્યાં તેમનું બળ ચાલે તેવું હોય છે ત્યાં તેઓ હંમેશાં વધુ ક્રૂર અને નીચ દેખાય છે. માણેકચંદના નાસી જવાથી હુગલી અરક્ષિત પડયું હતું ત્યારે પણ તેઓએ આખા હુગલીમાં કતલ અને લૂંટ ચલાવી હતી એ આપણે જોઈ ગયા છીએ.

મીરકાસમને આ સમાચાર મળતાં જ તેણે પોતાના સેનાપતિ માર્કરને પટણા તરફ મોકલ્યો. તેણે જઈને તરત જ પટણા ફરી તાબે કર્યું અને એલીસ સાથે બધા અંગ્રેજોને કેદ પકડીને મોંગીર આણ્યા.

આણી બાજુ અમ્યાટ એકલાને પાછા ફરવાની રજા

આપી, હેને કલકત્તામાં રહેલા પોતાના સેનાપતિના ભાઈની સલામતી ખાતર મીરકાસમે જામીન તરીકે રાખી મૂક્યો. હતો. હવે અમ્યાટને પણ પાછો ફરી અંગ્રેજોને બધી ખબર આપતો રોકવા તેની હોડીને અટકાવવાનો હુકમ મીરકાસમે આપ્યો. અમ્યાટ સાહેબ પકડાવાને બદલે રોફ બતાવવા ગયા અને હોડીમાંને હોડીમાં કોઈ સૈનિકની ગોળીથી પૂરા થયા.

અંગ્રેજોએ હવે મીરકાસમને લખી જણાવ્યું કે તમને નવાબની ગાદી ઉપરથી ઉઠાડી મૂકવામાં આવે છે અને તમારી જગાએ મીરજાફરને ફરી નવાબ બનાવવામાં આવે છે.

મીરકાસમે કાગળ લખીને જણાવ્યું:—

"ધાડપાડુની પેઠે પટણા ઉપર રાતે છાપો મારી બજારના તેમજ નગરના બધા વેપારીઓ અને રહેવાસીઓને એવીસે લૂંટ્યા છે, સવારથી માંડીને સાંજ સુધી પ્રજાની નાહક કતલ ચલાવી છે.........તથા લાખો રૂપિયાનું નુકસાન કર્યું છે. એટલે કંપનીએ ન્યાય ખાતર તે બધું નુકસાન ભરપાઈ કરી આપવું જોઈએ. કલકત્તા ઉપર સિરાજે કરેલા હુમલા બદલ તમે નુકસાનીના પૈસા પડાવ્યા હતા તે તમને યાદ હશે જ.

"તમે સદ્‌ગૃહસ્થો નવાબના મિત્રો લાગો છો.. તમે મારી સાથે જ્યુસસ કાઉરટના નામથી સંધિ કરી અને મારી પાસેથી લશ્કરના ખર્ચ પેટે પ્રતિ પડાવ્યા. શરત એ હતી કે તે લશ્કર મારા

જ લાભ ખાતર વાપરવું અને મારા કામમાં જ લેવું. પરંતુ ખરી રીતે જોતાં તો તમે તે લશ્કર મારે ખર્ચે મારા નાશ માટે જ રાખ્યું છે.........આપનું લશ્કર જો આ જ કામ માટે રાખવાનું હોય તો તો મારો મત એ છે કે જે પ્રાંતોની જમીનદારી તમે ભોગવો છો તેનું ત્રણે વર્ષનું મહેસૂલ મને મોકલી આપશો.........તથા બરદ્દાન વગેરે જે પરગણાં તમને આપ્યાં છે તે મને પાછાં સોંપી દેવાની મહેરબાની કરશો."

અંગ્રેજોએ કલકત્તાથી પોતાનું લશ્કર રવાના કર્યું. મોંગીરથી મીરકાસમનું લશ્કર પણ ઊપડયું. શરૂઆતમાં જે જે લડાઈઓ થઈ તેનું વિગતવાર વર્ણન આપવું અહીં શક્ય નથી. તે લડાઈઓમાં મીરકાસમનો વફાદાર સેનાપતિ તકીખાન મરાયો અને તેનું લશ્કર હાર્યું.

બસુ મહાશય તેનું કારણ જણાવે છેઃ—

"અંગ્રેજો તેમની તરવારને બળે જીત્યા ન હતા પરંતુ મીરકાસમના લશ્કરમાં તેમણે ફૂટ પાડી હતી. સેરનો લેખક જણાવે છે.......ખરી રીતે અંગ્રેજો જ તે લડાઈમાં હાર્યા હોત પરંતુ નવાબના તોપખાનામાં કામ કરતા ૨૦૦ યુરોપિયનો પોતાના ધર્મના અંગ્રેજ ખ્રિસ્તીઓની માઠી હાલત જોઈ શક્યા નહિ એટલે ખરે અણીને પ્રસંગે તેઓ તેમના પક્ષમાં ચાલ્યા ગયા. અંગ્રેજ અમલદારોએ તેમને આનંદથી વધાવી લીધા અને જણાવ્યું કે તમો પણ યુરોપ ખંડના રહેવાસી નથી શું?"

તકીખાનના મૃત્યુથી મીરકાસમને ઘણુ દુઃખ થયું.

આપી, હેને કલકત્તામાં રહેલા પોતાના સેનાપતિના ભાઈની સલામતી ખાતર મીરકાસમે જામીન તરીકે રાખી મૂક્યો હતો. હવે અમ્યાટને પણ પાછો ફરી અંગ્રેજોને બધી ખબર આપતો રોકવા તેની હોડીને અટકાવવાનો હુકમ મીરકાસમે આપ્યો. અમ્યાટ સાહેબ પકડાવાને બદલે રોફ બતાવવા ગયા અને હોડીમાંને હોડીમાં કોઈ સૈનિકની ગોળીથી પૂરા થયા.

અંગ્રેજોએ હવે મીરકાસમને લખી જણાવ્યું કે તમને નવાબની ગાદી ઉપરથી ઉઠાડી મૂકવામાં આવે છે અને તમારી જગાએ મીરજાફરને ફરી નવાબ બનાવવામાં આવે છે.

મીરકાસમે કાગળ લખીને જણાવ્યું:—

"ધાડપાડુની પેઠે પટણા ઉપર રાતે છાપો મારી બજારના તેમજ નગરના બધા વેપારીઓ અને રહેવાસીઓને એણીએ લૂંટયા છે, સવારથી માંડીને સાંજ સુધી પ્રજાની નાહક કતલ ચલાવી છે.........તથા લાખો રૂપિયાનું નુકસાન કર્યું છે. એટલે કંપનીએ ન્યાય ખાતર તે બધું નુકસાન ભરપાઈ કરી આપવું જોઈશે. કલકત્તા ઉપર સિરાજે કરેલા હુમલા બદલ તમે નુકસાનીના પૈસા પડાવ્યા હતા તે તમને યાદ હશે જ.

"તમે સદ્‌ગૃહસ્થો નવાઈના મિત્રો લાગો છો. તમે મારી સાથે ઈસ્ટ ઇન્ડિયા કંપનીના નામથી સંધિ કરી અને મારી પાસેથી લશ્કરના ખર્ચ પેટે પ્રાંતો પડાવ્યા. શરત એ હતી કે તે લશ્કર મારા

જ લાભ ખાતર વાપરવું અને મારા કામમાં જ લેવું. પરંતુ ખરી રીતે જોતાં તો તમે તે લશ્કર, મારે ખર્ચે મારા નાશ માટે જ રાખ્યુ છે........આપનુ લશ્કર જો આ જ કામ માટે રાખવાનું હોય તો તો મારો મત એ છે કે જે પોતાની જમીનદારી તમે ભોગવો છો તેનું ત્રણે વર્ષનું મહેસૂલ મને મોકલી આપશો ........તથા બરદ્વાન વગેરે જે પરગણાં તમને આપ્યાં છે તે મને પાછાં સોંપી દેવાની મહેરબાની કરશો."

અંગ્રેજોએ કલકત્તાથી પોતાનું લશ્કર રવાના કર્યું. મોગીરથી મીરકાસમનું લશ્કર પણ ઊપડ્યું. શરૂઆતમાં જે જે લડાઈઓ થઈ તેનું વિગતવાર વર્ણન આપવુ અહીં શક્ય નથી. તે લડાઇઓમાં મીરકાસમનો વફાદાર સેનાપતિ તકીખાન મરાયો અને તેનું લશ્કર હાર્યું.

બસુ મહાશય તેનું કારણ જણાવે છે.–

"અંગ્રેજો તેમની તરવારને બળે જીત્યા ન હતા પરંતુ મીરકાસમના લશ્કરમાં તેમણે ફૂટ પાડી હતી. સેરનો લેખક જણાવે છે.......ખરી રીતે અંગ્રેજો જ તે લડાઈમાં હાર્યા હોત પરંતુ નવાબના તોપખાનામા કામ કરતા ૨૦૦ યુરોપિયનો પોતાના ધર્મના અંગ્રેજ ખ્રિસ્તીઓની માઠી હાલત જોઈ શક્યા નહિ એટલે ખરે અણીને પ્રસંગે તેઓ તેમના પક્ષમાં ચાલ્યા ગયા. અંગ્રેજ અમલદારોએ તેમને આનંદથી વધાવી લીધા અને જણાવ્યું કે તમો પણ યુરોપ ખંડના રહેવાસી નથી શું ?"

તકીખાનના મૃત્યુથી મીરકાસમને ઘણું દુઃખ થયુ.

પણ તેણે છેવટની લડાઈ લડવા ઉધુઆનાલાની જગા પસંદ કરી. તે જગા પસંદ કરવામાં તેની લશ્કરી દૃષ્ટિ અને કુશળતા જણાઈ આવે છે. ત્યાં તેણે મજબૂત કિલ્લેબંધી કરી લીધી અને તે સ્થાન કોઈ પણ સંજોગોમાં અભેદ્ય તથા દુર્જય બની રહ્યું.

પરંતુ તે બધામાં એક જ મોટી ખોડ હતી. બસુ મહાશય જણાવે છે:—

"અને તે ખોડ એ હતી કે તેના લશ્કરમાં તેણે (ગોરા) ખ્રિસ્તીઓને મોટી સંખ્યામાં રાખ્યા હતા અને પોતાનું લશ્કર તેમની સરદારી નીચે રાખ્યું હતું............ખ્રિસ્તીઓને અને મુસલમાનોને ક્રુઝેડના વખતથી વેર ચાલતું આવે છે.........તેઓ કદી મુસલમાનોને વફાદાર નીવડે નહિ.........દુર્ભાગ્યે મીરકાસમ આ વસ્તુ જોઈ ન શક્યો, તેણે પોતાના લશ્કરમાં રખાય તેટલા ખ્રિસ્તીઓ રાખ્યા હતા. પરિણામે તેણે પોતાની સૂબેદારી ખોઈ."

ઉધુઆનાલા આગળ મહિનાઓ સુધી અંગ્રેજોએ છાવણી નાખી લડાઈઓ કરી પણ તેમનાથી તે સ્થાન લેવી શકાયું નહિ. પરંતુ તેમના નસીબનો સિતારો જાગતો હતો અને હિંદુસ્તાનમાંથી દેશી રાજ્ય જવું સરજાયું હતું એટલે પરિણામે સેરનો લેખક લખે છે તેમઃ—

"મુસલમાન સેનાપતિ જે છૂપે રસ્તે થઈને અંગ્રેજો ઉપર હુમલો કરતો હતો તે એક અંગ્રેજ સોલ્જર જોઈ ગયો હતો. તે કાંઈ ગુનો કરી અંગ્રેજો પાસેથી નાસી આવીને મીરકાસમની

નોકરીમાં રહ્યો હતો. તેના અપરાધ બદલ તે સમયના નિયમ પ્રમાણે જો તે અંગ્રેજોના હાથમાં સપડાય તો તેને દેહાંતદંડની સજા થાય તેમ હતું........( તેણે હવે મીરકાસમના કિલ્લાનો આ માર્ગ અંગ્રેજોને બતાવી પોતાની શિક્ષામાંથી માફી મેળવવાનો વિચાર કર્યો. ) તે રાતોરાત બધી ખાઈઓ ઓળંગતો અંગ્રેજોની છાવણી નજીક જઈ પહોંચ્યો અને પોતાને માફી આપવામાં આવે તો કિલ્લેબંધી ઓળંગવાનો રસ્તો બતાવી દેવા તે તૈયાર છે એમ જણાવ્યું."

તે પ્રમાણે થતાં અંગ્રેજોએ તેણે બતાવેલે માર્ગે જઈ રાતોરાત છાપો માર્યો અને તેમાં મીરકાસમનાં ૧૫૦૦૦ માણસોની ખુવારી થઈ ગઈ.

બસુ મહાશય લખે છેઃ—

" ઉધુઆનાલા એ મુસલમાન નવાબોની સ્વતંત્રતાની અને અંગ્રેજોની ગુલામી ફેંકી દેવાની છેલ્લી આશા હતી. પણ તે આશા એક ખ્રિસ્તી સોલ્જરની દગાબાજીથી હંમેશને માટે નાબૂદ થઈ. સિરાજને પ્લાસી અને મીરકાસમને ઉધુઆનાલા. એ બન્ને જગાએ અંગ્રેજો વિજયવંત થયા–તરવારને બળે નહિ પરંતુ દગાબાજી અને લુચ્ચાઈથી."

ખ્રિસ્તીઓની ઉપરાઉપરી દગલબાજીથી મીરકાસમ અકળાઈ ગયો. તેટલામાં અંગ્રેજોએ તેના હાથમાં પડેલા એલીસ વગેરેને છોડાવવા નવાબના અમલદારોને ફોડવાનો પ્રયત્ન શરૂ કર્યો. તે પ્રમાણે તેઓએ જોઈતી બંદૂકો અને દારૂગોળો પણ છૂપી રીતે કેદખાનામાં ભેગાં કર્યાં. આ બધું

જાણવામાં આવતાં મીરકાસમ તે દગાબાજ ખ્રિસ્તીઓનો વિશ્વાસ કરી શકયો નહિ અને તે બધાની તેણે કતલ કરાવી નાખી.

આમ ઉપરાઉપરી દગાબાજીને કારણે તેની બધી ચાલાકી, તેની બધી કુશળતા અને તેનો બધો પુરુષાર્થ અફળ નીવડયાં અને તેને જાન બચાવવા બંગાળા છોડી અયોધ્યા નાસવું પડયું.

આણી બાજુ અંગ્રેજોએ મીરજાફરને બંગાળાની ગાદીએ બેસાડયો. તેણે તે બદલ અંગ્રેજોને જોઈતી બધી વસ્તુઓ આપી.

તેની કેટલીક વિગતો અમે નીચે ઉતારીએ છીએઃ—

૧. ૧૭૫૭ માં તેણે કરેલી સંધિ કાયમ રાખવી.
૨. લશ્કરના ખર્ચ પેટે કંપનીને બર્દવાન, મિદનાપુર અને ચિતાગોંગ પ્રાંતો કંપનીને મળ્યા છે તે તેણે કબૂલ રાખવા.
૩. અંગ્રેજોને બધી જકાતો, કરો અને વેરાઓમાંથી માફી આપવી અને માત્ર મીઠા ઉપરની ૨॥ ટકા જકાત સિવાય બધી વસ્તુઓમાં વગર જકાતે વેપાર કરવા દેવો.
૪. તે પોતે ફક્ત ૧૨૦૦૦ ઘોડેસ્વાર અને ૧૨૦૦૦ પાયદળ રાખે અને જરૂર હોય ત્યારે કંપનીનું લશ્કર તેની મદદમાં રહે.
૫. મીરકાસમે જકાતો માફ કરવાનું ફરમાન કાઢ્યું હતું તે પાછું ખેંચી લેવું અને દેશી વેપારીઓ પાસેથી પહેલાંની માફક ભારે જકાતો લેવી !

૬. લડાઈના ખર્ચં પેટે નવાબે ૩૦ લાખ રૂપિયા અંગ્રેજોને આપવા !

૭. ફ્રેન્ચોને બંગાળામાં કિલ્લા બાંધવા દેવાની તેમ જ લશ્કર રાખવાની મનાઈ કરવી. માત્ર વેપાર કરવા દેવાની છૂટ રાખવી. "*

આ ઉપરાંત ખાનગી પાનસોપારી તરીકે અંગ્રેજોએ તેની પાસેથી ૭૫ લાખ રૂપિયા ( ૫૦૦,૧૬૫ પાઉન્ડ ) પડાવ્યા.

---

* કલમ ૪ તથા ૬ અને હવે પછીનાં પ્રકરણોમાં આવનારા આંકડાઓ વિષે જુદા જુદા લેખકોમાં મતભેદ છે. તે માટે પુસ્તકની છેવટે " થોડો મતભેદ " નામનું પરિશિષ્ટ જુઓ.

# પ્રકરણ ૪

## બંગાળાના નવાબનો અંત

અયોધ્યાનો વજીર સુજાઉદ્દૌલા દિલ્હીના મોગલ બાદશાહનો વજીર ગણાતો પણ ખરી રીતે તે એક સ્વતંત્ર નવાબ જેવો જ હતો. દિલ્હીનો બાદશાહ માત્ર નામનો રાજા હતો. ઘણીવાર શત્રુઓ પજવે ત્યારે તે નાસીને વજીરની સોડમાં જ ભરાતો. આ વાતને સમયે પણ તેમજ બન્યું હતું

મીરકાસમે વજીરની મદદથી અને વજીર મારફતે બાદશાહની મદદ લઈ બંગાળામાં મુસલમાન સત્તા ફરી જમાવવાનો વિચાર કર્યો. સુજાઉદ્દૌલાએ તેને મદદ આપવાનું વચન આપ્યું.

આણી બાજુ અંગ્રેજોએ સુજાને, મીરકાસમને તેમના હાથમાં સોંપી દેવાનો હુકમ કર્યો.

જવાબમાં સુજાએ જણાવ્યું :–" આ બધું શું ચાલી રહ્યું છે ? તમે દિલ્હીના બાદશાહની પરવા જ કરતા સામના નથી. આ બધાં પગલાંથી, તમે તેની સત્તાનું અપમાન કરી રહ્યા છો. આમાં આખો દેશ પચાવી પડવાનો તમારો ઇરાદો

ચોખ્ખો જણાઈ આવે છે. તમારી જ બદમાસીથી આ બધી અંધાધૂંધી બંગાળામાં શરૂ થઈ છે. આ બધી લુચ્ચાઈ હવેથી બંધ કરો, રાજકાજની બાબતમાં માથું નમારો તથા પહેલાંની માફક તમારા વેપારનું કામ જ સંભાળીને બેસી રહો."

પરંતુ હવે અંગ્રેજો પહેલાંના "હરામખોર દુકાનદારો" જ રહ્યા ન હતા. અત્યારે બંગાળાનો નવાબ મીરજાફર તેમના હાથમાં હોવાથી બંગળા, બિહાર, અને ઓરિસાનું તમામ બળ તેમની પૂંઠે હતું. મીરજાફરે છૂપી રીતે સુજાઉદ્દૌલા તથા બાદશાહ સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો. બાદશાહને વજીરની સત્તાનો દ્વેષ તો હતો જ. તેને તો પોતાનુ દિલ્હીનું સિંહાસન પાછું મળે તેની જ ફિકર હતી. તે સમજી ગયો કે અંગ્રેજો અને મીરજાફરવાળો પક્ષ સબળ છે. એટલે તેમની સાથે ભળવાથી મીરકાસમના પક્ષમાં રહ્યા કરતા ગાદી વહેલી મળશે. એટલે તેણે વજીરથી સ્વતંત્ર રીતે મીરજાફર સાથે સલાહ કરી.

પરિણામે લડાઈમાં વજીર હાર્યો. બાદશાહ લડાઈના મેદાનમાં જ છાવણી નાખીને પડયો હતો અને મીરકાસમ, તથા વજીર સાથે થયેલી કબૂલાત પ્રમાણે તેણે લશ્કર વડે વજીરને મદદ કરવી જ જોઈતી હતી પણ તે જરાય હાલ્યો નહિ. પરિણામે વજીરને હારીને નાસવું પડયું.

વજીર દૂર થતાં જ બાદશાહ અંગ્રેજોની છાવણીમા ચાલ્યો ગયો. તેણે જણાવ્યુ "હું અંગ્રેજોના વિજયથી ખુશી થયો છું. અત્યાર સુધી વજીરના હાથમા હું કેદી જેવો જ હતો. હવે હું મુક્ત થયો છું અને બંગાળા બિહાર અને ઓરિસાની દીવાનીની સનંદ અંગ્રેજોને આપી તેમની મદદ સ્વીકારવા તૈયાર છું."

મીરકાસમની બધી આશાઓ ધૂળ મળી. તે પણ રણભૂમિ ઉપરથી જીવ લઈને નાઠો. અંગ્રેજોએ તેને પકડી લાવનારને લાખ રૂપિયા આપવાનું ઇનામ જાહેર કર્યું. એટલે સુજાના લશ્કરના જ નાસતા માણસો તેને પકડવા ઇંતેજાર થઈ ગયા. મીરકાસમને આથી જંગલ અને પહાડોમાં નાસતા જવું પડ્યું. ભૂખ, તરસ, થાક અને ઉપરાઉપરી આવેલી આફતોથી તેની દશા બિલકુલ શોચનીય થઈ પડી. તેને પેટ ભરીને ખાવાનું મળવાના જ વખા પડવા લાગ્યા.

ઇ. સ. ૧૭૭૭ના જૂનની છઠ્ઠી તારીખે દિલ્હીના પાદરમાં એક જૂની ઝૂંપડી આગળ એક અજાણ્યા પુરુષનું શબ ધૂળમાં રઝળોળાતું પડ્યુ હતું તેને કબરમાં દાટવા જેટલી સામગ્રી પણ એ ઝૂંપડામા નહતી છેવટે તપાસ કરતાં એ ઝૂંપડીમાથી એક જૂની શાલ મળી આવી. તે વેચી જે કાંઈ ઊપજયુ તે વડે એ શબને દાટવામાં આવ્યું દાટતી વખતે હાજર રહેલાઓમાંનો એક માણસ રોઈ પડીને મોટેથી બોલી ઉઠયો કે “ આ તો બંગાળાનો નવાબ મીરકાસમ ”

બંગાળાના નવાબ મીરકાસમનો આ રીતે અંત આવ્યો.

## પ્રકરણ ૫

### દશા બેઠી

જે બંગાળા પ્રાંતને અંગ્રેજોના હાથમાંથી બચાવવા જતાં સિરાજે અને મીરકાસમે જાનમાલનો ભોગ આપ્યો તે બંગાળા ફરીથી મીરજાફરના હાથમાં જતાં તેની શી દશા બેઠી તે હવે જોઈએ.

દેશમાં ચારેબાજુ અંધાધૂંધી ફેલાઈ હતી. ખજાનો ખાલી હતો, તેમાંથી મીરજાફરનું કુટુંબખર્ચ પણ પૂરું થતું નહિ. અંગ્રેજોએ બિનજકાતી વેપાર શરૂ કર્યો હોવાથી જકાતની ઊપજ બહુ ઓછી થઈ ગઈ હતી. દેશી લોકોનો વેપાર બિલકુલ ભાંગી પડ્યો હતો. આણી બાજુ મીરકાસમને કારણે અંગ્રેજોને જે નુકસાન થયું હતું તે નુકસાન મીરજાફરે તેમને ભરી આપવાનું કબૂલ કર્યું હતુ તથા તે બદલ પાંચ લાખ રૂપિયા આપવાના ઠરાવવામાં આવ્યા હતા. પરંતુ હવે અંગ્રેજોના લોભ અને દુષ્ટતાને થોભ રહ્યો નહિ.

મીરકાસમે અંગ્રેજોનો બિનજકાતી વેપાર બંધ કરી પ્રજાને સુસાતી બચાવવા બધી જકાતો માફ કરી હતી તે કારણે થયેલું

નુકસાન પણ હવે દરેક અંગ્રેજ મીરજાફરની પાસે માગવા લાગ્યો.
આ તો અક્કલ અને જુલમની હદ હતી. પોતે જે વેપાર ગેરકાયદેસર રીતે ચલાવતા હતા તે બંધ થવાથી થયેલી નુકસાની આ લોકો દેશના જ રાજા પાસેથી માગતા હતા. એટલે તે રકમ વધીને પાંચલાખને બદલે ૫૩ લાખ જેટલી થઈ ગઈ.
અંગ્રેજો એ રકમ માટે તકાદો વધારતા જ ગયા અને મીરજાફરને ગમે તેમ કરીને ૨૫ લાખ તો તરત ભરપાઈ કરવા જ પડયા. છતાં બાકીનાને માટે પણ સતામણી વધતી જ ચાલી અને દરેક નાનો મોટો અંગ્રેજ પોતાને થયેલા નુકસાનના બનાવટી હિસાબનાં કાગળિયાં લાવી લાંબી લાંબી નવાબ આગળ રજૂ કરવા લાગ્યો.

પરંતુ આટલું જ બસ નહતું. બીજી બાજુ અંગ્રેજો આખા બંગાળામાં પોતાને જ નવાબ માની બેઠા હતા. તેમણે હવે મીરજાફરની નિર્બળતા અને અનાથતાનો લાભ લઈ ખુલ્લેખુલ્લો અન્યાય અને જુલમ વધારી મૂક્યો. તેના કેટલાક નમૂના મીરજાફરે કંપનીને કરેલી અરજીમાંથી નીચે ટાંકીએ છીએ.

૧. અંગ્રેજોએ કર્નલગંજ અને મરૂગંજ નામનાં નવાં ગંજ પટનામાં સ્થાપ્યાં છે. અને તેમને માટે તેઓ મારાં ગંજમાંથી બળાત્કારે વેપારીઓને પકડી જાય છે. આથી મારાં ગંજ ખાલી પડી રહ્યાં છે અને મને લાખો રૂપિયાનું નુકસાન થયુ છે.

૨. વેપારીઓ જકાત આપવાની ના પાડે છે અને પોતાને અંગ્રેજ કોઠીના માણસો જણાવે છે. આ રીતે તમારે

બીજા વેપારીઓને તમારું રક્ષણ આપી મારી જકાત ખોવરાવવી ના જોઈએ.

૩. કાસીમબજારના ગુમાસ્તાઓએ દુમદુમા, શિવપુર વગેરે ગામડાં બળાત્કારે પોતાને તાબે કરી લીધાં છે અને તેઓ મને એક કોડી પણ માલગુઝારી ભરતા નથી.

૪. અંગ્રેજ ગુમાસ્તાઓ, તાલુકદારો અને રૈયત પાસે તેમની તમાકુ તથા બીજો માલ જોર જુલમથી ખરીદાવે છે અને એ કારણે આખો દેશ ઉજ્જડ થઈ ગયો છે તથા સરકારી તિજોરીને ભારે નુકસાન વેઠવું પડે છે.

૫. પટના અને મોંગીરના કિલ્લામાં અંગ્રેજો ઘૂસી ગયા છે અને એ કારણે મારી રાજસત્તા ઊંધી વળી ગઈ છે. તમે તે યોદ્ધાને કિલ્લા બહાર નીકળી જવાનું કહો જેથી મારી પ્રજાના લોકો પહેલાંની માફક ત્યાં રહી શકે.

૬. પટનાના અમારા ૪૦ મુસાફરી બંગલામાં કેટલાક અંગ્રેજ ગુમાસ્તાઓ ઘૂસી ગયા છે. જેથી મારે, મારા કુટુંબને કે મારા અમલદારોને ત્યાં જવુ હોય છે તો પણ જઈ શકાતું નથી.

૭. પૂર્ણિયાના લાકડાના પીઠામાંથી મને દર વર્ષે ૫૦,૦૦૦ રૂપિયાની આવક મળતી. પણ હવે કેટલાક અંગ્રેજો ત્યાં ઘૂસી ગયા છે, એટલે મને એક પાઈની પણ આવક થતી નથી. તથા મારી બધી સત્તા કમી થઈ ગઈ છે.

૮. અંગ્રેજ કોઠીઓમાંથી વારંવાર સોલ્જરોને દેશના જુદા જુદા ભાગોમાં મોકલવામાં આવે છે. તેઓ આખા

ગામડાંને ગામડાં લૂંટીને ઉજ્જડ કરી મૂકે છે અને ભારે મહેસૂલની ભારે ખોટ વેઠવી પડે છે.

૬. પહેલાં મારી પ્રજાના ગરીબ લોકો પાન, સોપારી, મીઠું, તમાકુ વગેરેનો વેપાર કરતા અને પોતાનો રોટલો રળી ખાતા. પણ હવે રોજના ઉપયોગની એ નાની નાની વસ્તુઓનો વેપાર પણ અંગ્રેજોએ હાથમાં લઇ લીધો છે જેથી પ્રજાને તેમજ રાજ્યને ભારે નુકસાન વેઠવું પડે છે.

આ ફરિયાદોની વિગતો જોઇને હૃદય ઊકળી ઊઠ્યા વિના નથી રહેતું. આ તે મીરજાફરનું રાજ્ય હતું કે અંગ્રેજ ધાડપાડુઓનું રાજ્ય હતું તે જ સમજાતું નથી.

નવાબના મુસાફરી બંગલા, કિલ્લાઓ, ગામડાં અને લાકડાંની પીઠાંઓ મરજીમાં આવે ત્યારે અંગ્રેજો પોતાનાં કરી બેસે અને નવાબથી તેમને કાઢી કાઢવા આંગળી પણ ઊંચી ન થઇ શકે તો પછી ગરીબ પ્રજાના માણસોની શી વલે થતી હશે તે કલ્પી લેવાનું જ રહે છે. કહેવાની જરૂર નથી કે મીરજાફરની એ ફરિયાદો કોઈએ કાન ઉપર પણ ન લીધી અને તે દેશદ્રોહી, દગાબાજ નવાબ ૧૭૬૫માં માનસિક અને શારીરિક ક્લેશમાં જ મરણ પામ્યો.

મીરજાફરના મરણ વખતે વાન્સીટાર્ટ રાજીનામું આપીને છૂટો થયો હતો અને તેની જગાએ કંપનીએ ક્લાઈવને નીમ્યો હતો. તે ઇંગ્લંડથી આવવા નીકળી ચૂક્યો હતો. એટલે તે આવે ત્યાં સુધી સ્પેન્સર ગવર્નરના હોદ્દા ઉપર નિમાયો હતો.

મીરજાફરને ગાદીએ બેસાડતી વખતે સંધિમાં એવું

કાંઈ લખ્યું ન હતું કે તેના પછી તેના છોકરાને ગાદી આપવી ! મીરજાફરને બિચારાને સ્વપ્ને પણ ખ્યાલ નહિ હોય કે તેને નવાબી આપી એટલે પછી તેની પાછળ તેના છોકરાને તો નહિ જ મળવાની હોય. પરંતુ અંગ્રેજોએ ઉપર જણાવેલું કારણ બતાવી તેના પુત્રને ગાદી આપવાની ના પાડી, અને તે નવી સંધિ તથા નવા કરાર કરે તો જ તેને ગાદી આપવાનું તેમણે જણાવ્યું.

મીરજાફરનો મોટો પુત્ર મિરાન જુવાનીમાં જ દુશ્મનોની કપટનીતિનો ભોગ થઈ પડ્યો હતો. તેને એક નાનો પુત્ર હતો. વાજબી રીતે તેને જ ગાદી મળે. પરંતુ મીરજાફરને એક બીજો નજીમઉદ્દૌલા કરીને પણ પુત્ર હતો. તેણે અંગ્રેજો માગે તે વસ્તુઓ આપી નવાબ થવા તૈયારી બતાવી. પરંતુ અંગ્રેજોએ આ વખતે બધી જ સત્તા અને બધો જ ખજાનો પોતાના હાથમાં આવે તેવી દાનતથી ભારે ભારે આકરી શરતો રજૂ કરી જેથી પરિણામે નવાબ માત્ર નામનો જ રાજા રહે. તે શરતો નીચે પ્રમાણે છે:—

"નવાબે રાજ્યનો કુલ વહીવટ અંગ્રેજો નીમે તે માણસને સોંપી દેવો !

મહેસૂલીખાતામાં બધા મુખ્ય અમલદારો અંગ્રેજોની મંજૂરીથી જ નીમવામાં આવે.

કંપનીના લશ્કરને ખર્ચ પેટે દર વર્ષે પાંચ લાખ રૂપિયા આપવા.

નવાબે રસાલા તરીકે જે થોડાં માણસો રાખવાં પડે તે સિવાય બીજું લશ્કર ન રાખવું."

આટલી ભારે શરતો કબૂલ કરવા છતાં પોતાના જ

આપની ગાદીએ પોતાને બેસાડના બદલ, નજમઉદ્દૌલાને ૩૫ લાખ રૂપિયા (૨૩૦,૩૫૬ પાઉંડ) અંગ્રેજોને લાંચના આપવા પડયા. *

આ બધું થઈ રહ્યા બાદ ક્લાઈવે હિંદુસ્તાનમાં પગ મૂક્યો. તેણે જોયું કે નવી શરતો પ્રમાણે બંગાળા, બિહાર અને ઓરિસાની કુલ સત્તા હવે અંગ્રેજોના હાથમાં જ આવી છે. પણ તે તેટલાથી જ ધરાયો નહિ. તેણે હવે તેથી પણ આગળ એક પગલું ભરવાનો વિચાર કર્યો.

દિલ્હીનો મોગલ બાદશાહ શાહઆલમ હજુ આખા ઉત્તર હિંદુસ્તાનનો બાદશાહ કહેવાતો. એ રીતે બંગાળા, બિહાર અને ઓરિસા પણ તેનો જ મુલક ગણાય અને ત્યાંનો નવાબ એ માત્ર તેના વાઇસરોય જેવો ગણાય. અંગ્રેજો અત્યાર સુધી આ વાત પોતાના લાભને ખાતર ભૂલી ગયા હતા, અને જેમ ફાવે તેમ દિલ્હીના બાદશાહની પરવાનગીની દરકાર રાખ્યા વિના, ધાર્યું કરતા હતા. પણ ક્લાઈવે હવે પોતાને કામ પડ્યું એટલે બંગાળાનો ખરો માલિક તે છે

* આ પ્રમાણે નવો નવાબ બેસાડતી વખતે દરેક પ્રસંગે અંગ્રેજો, લશ્કરનું ખર્ચ, નુકસાન વગેરે પેટે જે રકમો કંપની માટે પડાવતા તે ઉપરાંત પોતાની ખાનગી ખાનસામાપારી માટે પણ તેની પાસેથી મોટી મોટી રકમો લેતા. માત્ર આઠ વર્ષમાં, મીરજાફરથી નજમઉદ્દૌલા સુધીના પ્રસંગોએ તેઓએ આ રીતે લાંચ પેટે ત્રણ કરોડ, ૨૬ લાખ રૂપિયા (૨, ૧૬૯, ૬૬૫ પાઉંડ) લીધા હતા તથા નુકસાન પેટે તે ઉપરાંત બીજા પાંચ કરોડ ૬૬ લાખ રૂપિયા (૩૭૭૦,૮૩૩ પાઉંડ) પડાવ્યા હતા.
(આમની સભાની કમિટીના ત્રીજા રિપોર્ટ ઉપરથી—
શ્રી રોમેશચંદ્ર દત્તના પુસ્તકમાંથી)

એમ શોધી કાઢયું ! બાદશાહે હવે અંગ્રેજોનો પક્ષ લીધો હતો અને વજીર હાર્યો હતો તે વાત આપણે આગળ જોઇ ગયા છીએ.

કલાઈવ પોતાની યોજના પાર પાડવા શાહઆલમ હતો ત્યાં અલ્હાબાદ ગયો, અને બંગાળા, બિહાર અને ઓરિસાના દીવાનની કુલ સત્તા "દીવાની" તેની પાસે લખાવી લીધી. બદલામાં કંપની, બાદશાહને ૨૬ લાખ રૂપિયા દરવર્ષે ખંડણીના ભરે તથા બંગાળાના નવાબને ખર્ચ પેટે ૫૫ લાખ રૂપિયા આપે એમ નક્કી કરવામાં આવ્યું. એટલે કે આ બે જણને માત્ર આટલા રૂપિયા પેન્શન ખાઈને જ જીવવાનું રહ્યું જ્યારે ત્રણે પ્રતિના કુલ રાજા અંગ્રેજો જ બની રહે. લશ્કર તો અંગ્રેજોના હાથમાં હતું જ, હવે મહેસૂલ પણ આવ્યું. માત્ર બીજો જે મુલકી વહીવટ રહ્યો તે નવાબ અને તેના અમલદારો કરે એમ નક્કી કરવામાં આવ્યું.

કલાઈવે આ ફેરફાર વિષે, પછીથી ઈંગ્લેંડ લખી જણાવ્યું હતું કે:—

"દીવાની મળવાને કારણે હવે કંપનીને ૨૫૦ લાખ રૂપિયાની આવતે વર્ષે જ આવક થશે. ત્યાર પછીનાં વર્ષોમાં, તે નહિ નહિ તો પણ ૨૦ થી ૩૦ લાખ જેટલી વધારે આવશે પણ ઓછી તો નહિ જ. અહીંના મુલકી અને લશ્કરી ખાતાનું ખર્ચ સામાન્ય રીતે શાંતિના વખતમાં કદી ૬૦ લાખ રૂપિયાથી વધારે આવતું નથી. નવાબને આપવાની રકમ તો ત્રણ મહિના પછી જ ઘટાડીને ૪૨ લાખ જેટલી કરી નાખી છે. મોગલ બાદશાહને ભરવાની ખંડણી ૨૬ લાખ

રૂપિયા છે. જેથી કંપનીને દરવર્ષે એક કરોડ, બાવીસ લાખ રૂપિયાનો નફો ચોખ્ખો પડી રહેશે."

બંગાળાના નવાબને આ વસ્તુની ખબર પડી હશે ત્યારે તેના મનની શી સ્થિતિ થઈ હશે તે કલ્પી શકાય તેમ છે. પણ તેના બાપે જ અંગ્રેજોને દેશમાં દાખલ કરી કુલ-સત્તા આપી પોષ્યા હતા એટલે તેનાં સારાં માઠાં ફળ તેને ભોગવવાં જ રહ્યાં. તેણે અંગ્રેજોની આ સત્તા ઉથલાવી કાઢવા ખૂબ તરંગો કરવા માંડ્યા. પણ હવે તેનું કાંઈ વળે તેમ નહતું.

કલાઈવ જોઈ ગયો કે આ નવાબ છે ત્યાં સુધી માથે બળતી સઘડી રાખવા જેવું છે. જો કે તેનાથી કાંઈ વળે તેમ તો હતું જ નહિ, છતાં તેટલો કરિ પણ શા. માટે વચ્ચે રાખવો ? એટલે તેણે તેનું કાટલું કઢાવી નાખવાનો વિચાર કર્યો. જ્યારે કલાઈવ બાદશાહ પાસેથી પાછો ફરતો હતો ત્યારે નવાબે તેનો સત્કાર કરવા તેને મિજબાની આપી. કલાઈવ વગેરે પરોણા જમીને ચાલ્યા ગયા કે તરત નવાબના પેટમાં સખત દરદ થવા લાગ્યું અને તે ઘેર પહોંચ્યો ત્યાર પહેલાં જ મરણ પામ્યો.

કલકત્તાના બધા લોકો કલાઈવે તેને ઝેર દીધું એમ માનતા હતા. પરિણામે પાર્લામેંટને તે બાબતની તપાસ કરવી પડી. જોકે કલાઈવ જેવા લુચ્ચાઓને ઇગ્લેંડના લોકોને છેતરવા તે કંઈ મુશ્કેલ કામ ન હતું. એટલે તે તપાસમાં તો તે નિર્દોષ ઠર્યો. પરંતુ બધા જ કલાઈવને તે કામનો કરનાર માને છે. કલાઈવ પછીના

ગવર્નર વર્સ્ટે પાછળથી ખાનગી કાગળમાં લખી મોકલ્યું હતું કેઃ—" અહીં કલકત્તામાં તો એ વાત ચાલે જ છે કે તે કામ કલાઇવ અને તેના ગોઠિયાઓએ જ કરાવ્યું હતું."

નજીમઉદ્દૌલા પછી તેની ગાદીએ તેના નાના ભાઈ સૈયફ્ઉદ્દૌલાને બેસાડવામાં આવ્યો. તે વખતે પણ એક નવી સંધિ તેની પાસે કરાવવામાં આવી. તેના બાપે અને તેના ભાઇએ કરેલી બધી સંધિઓ તેની પાસે કબૂલ કરાવી. તેના રસાલા તરીકે દરવર્ષે ૧૮ લાખ રૂપિયાનું લશ્કર રાખવામાં આવતું હતું તે બધું તેની પાસે કાઢી મુકાવ્યું અને તેટલા રૂપિયા કંપનીને આપીને કંપનીના લશ્કરને જ જોઇએ ત્યારે રસાલા તરીકે વાપરવું એમ ઠરાવવામાં આવ્યું. ઉપરાંતમાં નવાબ તરીકે તેને જે સાલિયાણું આપવામાં આવતું હતું તે ઓછું કરી ૩૧ લાખનું કરવામાં આવ્યું.

ચાર વર્ષ પછી સૈયફ્ઉદ્દૌલા ગુજરી જતાં તેના ભાઈ મુબારકને ગાદીએ બેસાડયા બાદ તે રકમ, વળી ઘટાડીને ૧૬ લાખની કરી નાખી. દેશના રાજાને આટલી રકમ સો વર્ષ સુધી આપવી પડી તે માટે પણ કેટલાક અંગ્રેજ લેખકોને ભારે દુઃખ થાય છે. વ્હીલર કહે છે કે તેટલી રકમ આવા રંડીબાજ કે દારૂડિયાને વાપરવા આપ્યા કરી તેને બદલે તે રકમમાંથી એક યુનિવર્સિટી સ્થાપી હોત તો કેવું સારું?

પરંતુ તે મહાશય એટલું વિચારવાની પણ તસ્દી ક્યાં લે છે કે નવાબના ૧૬ લાખ વિલાસમાં ખરચાતા હતા તે જુદી વાત, પણ પરદેશી અંગ્રેજો પોતે કરોડો રૂપિયા દર વર્ષે હંમેશને માટે પરદેશ ખેંચી જતા હતા તેમાંથી કેટલી યુનિવર્સિટીઓ સ્થપાઈ હોત!

## પ્રકરણ ૬

### હાલ બેહાલ

આટલું થયા બાદ ક્લાઈવ ઇંગ્લેંડ પાછો ગયો. તેની પછી ગવર્નર તરીકે અનુક્રમે વર્લ્સ્ટ અને કાર્ટિયર આવ્યા. તેમના વખતમાં ખાસ મોટા રાજનૈતિક ફેરફારો ન થયા પણ તેથી તેમનો સમય ઓછો અગત્યનો હતો તેમતો નજ હતું. ઇતિહાસોમાં હંમેશાં રાજાઓના ફેરફારોની કે યુદ્ધો જેવી ધામધૂળવાળી વાતો જ સંગ્રહાય છે. પરંતુ બીજી કેટલીક મોટી અગત્યની વાતો નોંધવી રહી જાય છે તે પ્રમાણે જ આ સમયનું પણ છે. વાંચક હવે પછીના લખાણથી તે સમજી શકશે.

નવાબની રાજગાદી રહી હતી પણ તેની પાસેથી તેનો રાજદંડ પરદેશીઓ વડે ખૂંચવી લેવામાં આવ્યો હતો. નવાબનો હોદ્દો હજુ કાયમ હતો, તેમજ તેનો ઠાઠ પણ તેવો જ હતો. પરંતુ પ્રજાનું રક્ષણ કરવાનું, તેને કાબૂમાં રાખવાનું કે દોરવાનું તેના હાથમાંથી લઈ લેવામાં આવ્યું હતું. દશ વર્ષના આ મુખ્યત્વે પરદેશી રાજ્ય દરમ્યાન લોકોની શી વલે

થઈ હતી તે જાણવા માટે વાંચકને હવે પછીના વર્ણન તરફ નજર કરવાનું કહીશું.

રમેશચંદ્ર દત્ત લખે છેઃ—

" ક્લાઈવે બંગાળામાં રાજકારભારની જે પદ્ધતિ દાખલ કરી હતી તે એક પ્રકારે બે ધણીનું રાજ્ય હતું. મહેસૂલની ઉઘરાણી નવાબને નામે કરવામાં આવતી હતી, ન્યાય પણ હજુ નવાબના અમલદારો જ ચૂકવતા અને બધાં કામ નવાબના નામની ઓથ હેઠળ જ કરવામાં આવતાં હતાં. પરંતુ બધો નફો તો ઈસ્ટ ઇંડિયા કંપનીને જ મળતો. દેશનો ખરો માલિક તે જ હતી. કંપનીના અમલદારો પોતાના ખાનગી લાભ માટે અસીમ જુલમો કરતા અને દેશની ન્યાયખાતાની કચેરીઓને પોતાના હેતુ પાર પાડવાનાં સાધનો તરીકે જ વાપરતા. અંગ્રેજ ગવર્નરે પોતે લખ્યું છે કેઃ—

" દેશની સરકાર અને આપણી વચ્ચેનો પડદો આપણે પોતાની મેળે ચીરી નાખ્યો છે અને દેશના લોકોને રાજા કોણ છે તથા કોની સત્તા તેમણે માનવાની છે તેની ખબર પડતી નથી. આ પ્રકારે બે ધણીના રાજ્યમાં બીજા કોઈ વખતે નહિ થયેલા તેવા જુલમો અને કાવાદાવાઓ શરૂ થયા છે."

બંગાળાના લોકોના ગુજરાનનું મુખ્ય સાધન ખેતી હતું. જૂના કાળથી બંગાળાની જમીન વંશપરંપરાથી ચાલતા આવેલા જમીનદારોના તાબામાં હતી. તેઓ દેશના નવાબને નક્કી કરેલી મહેસૂલ ભરતા તથા લડાઈ વખતે લશ્કરની મદદ પણ કરતા. બાકી પોતાની જાગીરમાં તેઓ જ ખરી

રીતે રાજાઓ હતા. તેમની પ્રજા અને ખેડુતો પણ તેમને જ રાજા ગણતી. તેઓ જ દેશમાં વ્યવસ્થા અને શાંતિ રાખતા તથા તકરારો ચૂકવતા અને શિક્ષા કરતા. તેઓની ઓથે કળાઓ અને કેળવણી વિકાસ પામતાં અને સાહિત્યના પણ તેઓ જ આશ્રયદાતા હતા.

પરંતુ અંગ્રેજોએ, મીરકાસમ પાસેથી બર્દવાન અને મિદનાપુર વગેરે પ્રાંતો તેમને મળ્યા કે તરત વંશપરંપરાથી ચાલતા આવેલા તે બધા જમીનદારોના હક એકે સપાટે ઝૂંટવી લીધા અને તેમની જાગીરો, મહેસુલ વધારવા ખાતર હરાજી બોલાવીને વધારેમાં વધારે મહેસુલ આપવા કબૂલ થનારને ત્રણ ત્રણ વર્ષને પટે આપવાનું શરૂ કર્યું. અને તેનાં ભયંકર પરિણામ તરત જ શરૂ થયાં.

બંગાળાનો ગવર્નર વર્લ્સ્ટ પોતે જ લખે છેઃ—

"કોઇ પણ મોભો કે સંપત્તિ વિનાના રખડેલ લોકો પણ મોટાં મોટાં રાજ્ય જેવી આ જાગીરો હરાજીમાં રાખવા દોડતા આવવા લાગ્યા અને ખરી રીતે જેટલી રકમ યોગ્ય ગણાવી જોઈએ તેનાથી પણ વધીને માગણી કરવા લાગ્યા. જેમને તેમ કરવાથી કશું જ ખોવાનું નહતું તેવા લોકો તેનાથી પણ વધીવધીને, ત્રણ વર્ષ પૂરતા રાજા બની જવા મોટી મોટી માગણીઓ કરવા લાગ્યા. આ રીતના સંખ્યાબંધ લૂંટારુઓને ગરીબ પ્રજા પાસેથી, ભયંકર અત્યાચારો અને જુલમો વડે વધારેમાં વધારે પૈસા લૂંટી લેવા માટે દેશમાં છૂટા મૂકવામાં આવ્યા."

આગળ ઉપર વૉરન હેસ્ટીંગ્સના વખતમાં આ નવી જુલમગાર પદ્ધતિ આખા બંગાળામાં સ્થાપિત કરવામાં

આવી અને પરિણામે ચારે બાજુ ભયંકર જુલમો, અવ્યવસ્થા અને અસહ્ય દુઃખનું રાજ્ય સ્થાપિત થયું.

હરાજીમાં હદ ઓળંગીને કરેલી માગણીની રકમ પૂરી કરવા, આ નવા સત્તાધિકારી બનેલા રખડેલો ભયંકર જુલમો કરી કરીને ગરીબ નિઃસહાય ખેડૂતો પાસેથી પૈસા પડાવી પડાવીને અંગ્રેજ સરકારને ભરવા લાગ્યા. તથા ત્રણ વર્ષમાં મળેલી તકનો પૂરો લાભ લઈ, પોતે પૈસાદાર બની જવા ખેડૂતોનો, ન્યાયનો કે ભવિષ્યનો કાંઈ પણ ખ્યાલ કર્યા વિના જ ગમે તેવા અત્યાચારો કરવા લાગ્યા.

જૂના જમીનદારો તો ખેડૂતો સાથે પોતાનો હંમેશનો સંબંધ માનીને તેમને જીવતા તથા સંતુષ્ટ રાખીને જ પોતાનું કામ લેતા.પરંતુ ત્રણ વર્ષ માટે હરાજીમાં વધારેમાં વધારે માગણી કરીને આવેલા રખડેલને તેવો વિચાર કરવાનું શાનું હોય ?

પણ દેશને માથે સૌથી મોટું સંકટ તો દર વર્ષે પરદેશ તરફ વહેવા મંડેલો સોનાનો ભયંકર ધોધ જ હતો. દેશના મહેસૂલમાંથી ખર્ચ જતાં તથા નવાબ અને મોગલ બાદશાહને આપતાં વધેલી રકમ કંપનીનો પોતાનો નફો ગણાતી. અને તે તમામ રકમ દેશમાંથી દર વર્ષે ઇંગ્લૅંડ જવા માંડી.

દીવાની મળ્યા પછીનાં પહેલાં ૭ વર્ષમાં આ રીતે કંપનીએ દર વર્ષે દેશમાંથી કેટલા પૈસા સાફ કર્યા તેનો હિસાબ આમની સભાના ચોથા રિપોર્ટમાં આપેલો છે. તેમાંથી નીચેના આંકડા આપવામાં આવ્યા છે. તે રકમો બધી પાઉંડમાં છે એટલે તેમને એક પાઉંડના ૧૫ રૂપિયાના હિસાબે ગણીને સમજવી.

| વર્ષ | મહેસુલ ઉઘરાણ્યુ | ખર્ચ જતા કંપનીએ પડાવેલો નફો |
|---|---|---|
| મે થી એપ્રિલ | પાઉન્ડ | પાઉન્ડ |
| ૧૭૭૫ થી ૧૭૬૬ | ૨,૨૫૮,૨૨૭ | ૪૭૧,૦૬૭ |
| ૧૭૬૬ થી ૧૭૬૭ | ૩,૮૦૫ ૮૧૭ | ૧,૨૫૩,૫૦૧ |
| ૧૭૬૭ થી ૧૭૬૮ | ૩,૬૦૮,૦૦૯ | ૮૭૧,૬૭૨ |
| ૧૭૬૮ થી ૧૭૬૯ | ૩,૭૮૭,૨૦૭ | ૮૨૯,૦૬૨ |
| ૧૭૬૯ થી ૧૭૭૦ | ૩,૩૪૧,૯૭૬ | ૩૩૬,૮૧૨ |
| ૧૭૭૦ થી ૧૭૭૧ | ૩,૩૩૨,૩૪૩ | ૨૭૫,૦૮૮ |
| | કુલ ૨૦,૧૩૩,૫૭૯ | ૪,૦૩૭ ૧૫૨ |

એટલે કે કુલ ૫ વર્ષમાં કંપની દેશની મહેસુલમાંથી કુલ ૬૦૬ લાખ રૂપિયા ઉપાડી ગઈ. પરન્તુ ખરી રીતે દેશમાંથી પરદેશ લઈ જવાયેલી રકમ તેનાથી કેટલા ય ગણી વધારે હતી. કારણ કે મુલકી કે લશ્કરી ખર્ચ પેટે જે ખર્ચ કંપની બતાવતી તેમનો ઘણો મોટો ભાગ યુરોપિયન અમલદારોના પગારમાં જ વપરાતો અને તેમનો લગભગ બધો ભાગ તેઓ પોતાને ઘેર ઇંગ્લેંડ જ મોકલતા. ઉપરાત આગલાં પ્રકરણોમાં જણાવેલો, દેશી વેપારીઓનો રોટલો બગાડીને અંગ્રેજો જે ગેરકાયદેસર વેપાર ચલાવતા તેનો નફો પણ ઇંગ્લેંડમાં જ મોકલતા એટલે દર વર્ષે બંગાળામાંથી અંગ્રેજો કેટલા રૂપિયા ઇંગ્લેંડ ઘસડી જતા તેની સાચી રકમ તો ગવર્નર વરલ્સ્ટે તૈયાર કરેલા ઈ. સ. ૧૭૬૬, ૧૭૬૭ અને ૧૭૬૮ ની આયાત અને નિકાસના આંકડાઓ ઉપરથી સમજાશે

| અંગ્રેજોએ દેશમાં માલ ઇત્યાદિ રૂપે આણ્યા | અંગ્રેજોએ હિન્દુસ્તાનમાંથી માલ ઈત્યાદિ રૂપે ઈંગ્લેંડ મોકલ્યા. |
|---|---|
| ૯૪ લાખ રૂપિયા. | ૯૪૭ લાખ રૂપિયા. |

એટલે કે દેશમાં જેટલી આયાત થતી તેના કરતાં દશ ગણી રકમ બહાર જતી. વર્લ્સ્ટ પોતે જ આ વસ્તુસ્થિતિની ભયંકરતા બરાબર સમજ્યો હતો, તેણે બંગાળાના લોકોની આર્થિક સ્થિતિ ઉપર તેની થતી કરુણાજનક અસર સ્પષ્ટ શબ્દોમાં વર્ણવી બતાવી છે.

"મુસલમાન રાજાઓના સમયમાં મહેસૂલરૂપે જે રકમ દિલ્હી જતી તે બંગાળાની ચીજોના વેપાર મારફતે મોટે ભાગે પાછી આવતી. કારણ કે તે બાદશાહો પોતાના જીવન નિર્વાહ અને વિલાસની બધી સામગ્રી બંગાળામાંથી જ ખરીદતા... પરંતુ હવે અંગ્રેજોના વખતમાં વસ્તુસ્થિતિ કેવી બદલાઇ ગઈ છે?......અંગ્રેજોમાંનો દરેક માણસ આ દેશના પૈસા મેળવીને તેના વડે પોતાના વેપારની મૂડી વધારે છે, પરંતુ તેમાંથી જરા પણ ભાગ દેશને પાછો મળતો નથી...તે બધું પરદેશ ધસડાઈ જાય છે......

"કોઈ પણ માણસ સહેલાઈથી સમજી શકશે કે આ રીતનો ધોધ દરવર્ષે પરદેશ જતો હોય તો દુનિયાનો કોઈ પણ સમૃદ્ધમાં સમૃદ્ધ દેશ ખાલી થઈ જાય...પહેલાંના વખતમાં દેશના બધા પૈસા દેશમાં જ રહેતા અને દેશના જ

કળા હુન્નર અને વેપારને સમૃદ્ધ કરતા. અત્યારે તે બધા પૈસા પરદેશી લોકોની તિજોરીને તર કરે છે. તેમાંથી એક પાઈ પણ દેશને કોઈ પણ રૂપે પાછી મળતી નથી."

આમની સભાની સિલેક્ટ કમિટીના નવમા રિપોર્ટમાં જણાવવામાં આવ્યું છે તે પ્રમાણેઃ—

"બંગાળાની મહેસૂલમાંથી કેટલાંય વર્ષોથી અમુક હિસ્સો ઇંગ્લૅંડમાં મોકલવામાં આવતો માલ ખરીદવામાં વાપરવામાં આવે છે......અને કંપનીના અમલદારો જે પ્રમાણમાં વધારે કિંમતનો માલ આ રીતે કંપનીને ઇંગ્લૅંડ મોકલી આપે છે તેમ તેમની યોગ્યતા વધારે ગણવામાં આવે છે. ...હિંદુસ્તાન અને પૂર્વના બીજા દેશોમાંથી મોટાં મોટાં વહાણોના અસંખ્ય કાફલા પૂર્વના દેશોની કીમતી વસ્તુઓથી ભરાઈ ભરાઈને દર વર્ષે અહીં આવે છે. તે ઉપરથી ઇંગ્લૅંડના લોકો તો એમ જ માને છે કે અહો પૂર્વના દેશો કેટલા સમૃદ્ધ છે કે તેઓ પોતાની જરૂર ઉપરાંતનો વધારાનો માલ આટલા મોટા પ્રમાણમાં વેપાર અર્થે પરદેશ મોકલી શકે છે અને તેને મોટા નફા સાથે વેચીને પોતાની સંપત્તિ વધાર્યા જાય છે! સ્વાભાવિક રીતે જ બધા લોકો એમ માને કે હિંદુસ્તાનના લોકોને આ બધો માલ વેચાયા બાદ મુડી સાથે મોટો નફો પાછો મળતો હશે. પરંતુ ખરી રીતે તેમ નથી. એ બધો માલ કંપની તેમના જ મહેસૂલના પૈસામાંથી ખરીદે છે; પરંતુ ઇંગ્લૅંડમાં તેને મોંઘે ભાવે વેચતાં જે નફો મળે છે તે તેમજ મૂળ કિંમત, બધુંય પોતે જ ઓહિયાં કરી જાય છે. એટલે વાસ્તવિક રીતે આ બધાં માલથી ભરાઈને આવતાં વહાણો

હિંદુસ્તાનના વેપારનાં સૂચક નથી પણ દર વર્ષે હિંદુસ્તાનથી ઈંગ્લેંડ આવતી ખંડણીરૂપ જ છે એમ કહેવું જોઈએ."

હિંદુસ્તાનમાંથી ઈંગ્લેંડ તરફ દર વર્ષે વહેવા માંડેલા આ શેષનું પરિણામ બંગાળાના તે વખતના ગવર્નર વર્સ્ટે જ વર્ણવી બતાવ્યું છે એમ નથી પરંતુ તે વખતના ઈંગ્લેંડના "રાજકારણના મહાન ફિલસૂફ" ફોક્સે પણ ઇંડિયા બીલ રજૂ કરતી વખતે હૃદયમાં બરાબર ઠસી જાય તેવા શબ્દોમાં વર્ણવી બતાવ્યું છે. તેણે પોતાના ભાષણમાં કહ્યું છે:—

"એશિયાના બીજા જંગલી તાતાર કે મુસલમાન રાજાઓ થોડાં જ વર્ષોમાં પોતાનું જંગલીપણું છોડીને હિંદુસ્તાનમાં જ વાસ કરીને રહેતા અને તે દેશને પોતાનો કરી લેતા. તેઓની સમૃદ્ધિ કે કંગાલિયત તે દેશની જ સમૃદ્ધિ કે કંગાલિયત સાથે જોડાયેલી રહેતી.....એ દેશ સાથે જ તેમનું નસીબ ઘડાયેલું હોઈ સ્વાભાવિક રીતે જ કોઈ પણ રાજા કંગાળ દેશનો રાજા રહેવાનું પસંદ ન કરે......ગરીબાઈ અને ભૂખમરામાં ટળવળતી પ્રજાના આપો વચ્ચે કોઈ પણ રાજા ઘરડો થઈ મરવાનું પસંદ ન કરે......એટલે શરૂઆતમાં જો તે તાર્તર કે મ્લેચ્છ બાદશાહો લોભ કે ઝનૂનથી પ્રેરાઈને જુલમ કે લૂંટફાટ કરતા તો પણ બાકીના આયુષ્ય દરમ્યાન પોતે કરેલું નુકસાન ધોઈ નાખવાનો તેમને પૂરતો વખત મળતો. તેઓ અત્યાચારથી ધનનો ઢગલો ભેગો કરતા એ ખરું, પણ તેમના કે તેમના વંશજોનો વિલાસ કે ઉડાઉપણું તે બધો ઢગલો પ્રજાને પાછો મેળવી આપતાં......રાજાઓનો લોભ કે

ધનલોલુપતા પણ અંતે તે નાણું દેશના વેપાર અને હુન્નર ઉદ્યોગને જ પુષ્ટ કરતાં..........

"પરન્તુ અંગ્રેજી રાજ્યમાં તે બધું બિલકુલ બદલાઈ ગયું છે. મુસલમાન લોકોના હુમલા ભયાનક હતા પરન્તુ આપણું તો રક્ષણ જ લોકોનું ભક્ષણ કરે છે. તે લોકોની શત્રુતા લોકોને ગભરાવતી પણ અત્યારે આપણી મિત્રતા જ લોકોનું સત્યાનાશ વાળે છે. દેશને જીત્યા પછી સો વર્ષે પણ આપણે તો પહેલે દિવસે જેવા હતા તેવા જ રહેવાના. હિંદુસ્તાનના લોકોને કદી ધોળા વાળવાળો અંગ્રેજ જોવા મળવાનો નથી. લગભગ છોકરા જેવા જુવાનિયા જ લાખો દેશીઓ ઉપર રાજ્ય ચલાવે છે. નથી તેઓ લોકો જોડે ભળતા કે નથી તેમને લોકો પ્રત્યે જરા પણ સહાનુભૂતિ હોતી.........એક તડાકામાં પૈસાદાર થઇ શકાય તે માટે જેટલો જરૂરનો હોય તેટલો જ સંબંધ તેઓ લોકો સાથે રાખે છે. આ જમાનાની ધનલોલુપતાથી તથા જુવાનીના ઉન્માદથી એક પછી એક મોજાંની માફક તે અંગ્રેજ જુવાનિયાના ટોળાં તે દેશ તરફ ધસ્યાં જ જાય છે અને લોકોના દેશીઓને તો દર વર્ષે ખૂટતી જતી ધનસંપત્તિનો ઢગલો લૂંટી ખાવા નવા નવા જુસ્સાથી અને નવી નવી ભૂખથી ધસી આવતાં વરુના ટોળાં જ જોવાનાં મળે છે....અંગ્રેજના ખિસ્સામાં જતો એકેએક રૂપિયો હિન્દુસ્તાનને માટે હંમેશનું નુકસાન છે."

અંગ્રેજોએ જમીન મહેસુલ પણ કેટલું વધારી મૂક્યું તે નીચેના આંકડા ઉપરથી જણાશે.

| | | મહેસૂલ રૂપિયા |
|---|---|---|
| ૧૭૬૨–૬૩ | મીરકાસમના રાજ્યમાં... ... | ૬,૪૫૬,૧૯૮ |
| ૧૭૬૩–૬૪ | ફરીવારના મીરજાફરના— રાજ્યમાં ... ... ... ... | ૭૬૧૮,૪૦૭ |
| ૧૭૬૪–૬૫ | ,, ,, ... ... | ૮,૧૭૫,૫૩૩ |
| ૧૭૬૫–૬૬ | અંગ્રેજોની દીવાનીનું— પ્રથમ વર્ષ ... ... ... | ૧૪,૭૦૪,૮૭૫ |
| ૧૭૯૦–૯૧ | અંગ્રેજોનું પૂરું રાજ્ય— થયા બાદ ... ... ... ... | ૨૬,૮૦૦ ૯૮૯ |

એટલે કે મીરકાસમ લેતો હતો તેના કરતા અંગ્રેજોએ ચારગણું મહેસૂલ ખેડૂતો પાસેથી વધારે લેવા માંડ્યું. અત્યાર સુધી જકાત વિનાનો ગેરકાયદેસર વેપાર કરી કરીને તેમણે દેશી વેપારીઓને પાયમાલ કર્યા હતા. હવે દીવાની હાથમા આવી એટલે ખેડૂતોનો વારો આવ્યો.

રાજા પ્રજા પાસેથી મહેસૂલ વધારે પડતું લે તે કાર ણથી કોઈને વાંધો ઉઠાવવાની જરૂર ન હોય. સંભવ છે કે તે મહેસૂલ યા તો કોઈ પરદેશી રાજાને ચડી આવતો અટકાવવા વધારેલા લશ્કર પાછળ વપરાવાનું હોય, અથવા તો પ્રજાને જ ઉપયોગી એવી–રસ્તાઓ કે નહેરોની કોઈ મોટી યોજનામા વપરવાનું હોય, યા તો રાજાના વિલાસ કે શોખ મારફતે દેશનાં કળા હુનરની ખીલવણીમા કામ આવવાનું હોય. પરંતુ અંગ્રેજો તો તેમાનું કાઈજ કરવાના ન હતા. તેઓ તો એક યા બીજે રૂપે તે બધું જ મહેસૂલ પરદેશ

ઘસડી જવાના હતા. એટલે ખેડૂત પાસેથી વધારાની પડાવેલી એકે એક પાઈ તે ગરીબ વર્ગની સીધી લૂંટ જ હતી.

લૂંટારો લૂંટવા આવે તો તો તેનું માથું ભાગવાની તક પણ આપણને હોય છે. પરંતુ જ્યારે રાજા લૂંટારો થઈને આવે ત્યારે તેટલું ય આશ્વાસન લૂંટાનારને નથી હોતું.

મી. શોરે આ વસ્તુ ઉપર ટીકા કરતાં લખ્યું છે:—

"અંગ્રેજોની કંપની એ આ દેશની રાજા પણ છે તેમ જ વેપારી પણ છે. વેપારી તરીકે તે દેશના વેપારનાં બધાં સ્થાનો કબજે કરી બેઠી છે. અને રાજા તરીકે દેશની બધી મહેસૂલ ઓહિયાં કરી જાય છે. દેશની મહેસૂલમાંથી જ આ દેશનો માલ ખરીદી, ઈંગ્લેંડ વેચીને તે વેપાર ચલાવે છે.........અંગ્રેજોના રાજ્ય પહેલાં ઈરાન, અરબસ્તાન, ઇજીપ્ત અને યુરોપ સાથેના વેપારથી નાણાંના ઢગલે ઢગલે હિન્દુસ્તાનમાં દર વર્ષે આવ્યા કરતા હતા. પરંતુ ૧૭૬૫ ની સાલથી બધું બદલાઈ ગયું છે. કંપની સરકાર જે નાણું લઈ જાય છે અથવા જે વેપાર ચલાવે છે તેમાંથી દેશને એક પાઈ પણ પાછી મળતી નથી.... ઊલટું હું તો એટલે સુધી કહેવા તૈયાર છું કે કંપનીના હાથમાં દીવાની આવ્યા બાદ બંગાળામાંથી નાણાંનો સંગ્રહ બિલકુલ ઘટી ગયો છે. પહેલાં જે જે માર્ગે દેશમાં નાણું આવતું તે બધા માર્ગ કંપનીએ પોતાના હાથમાં લઈ લીધા હોવાથી, તેમજ દર વર્ષે કંપની કંઈ પણ બદલો આપ્યા વિના દેશમાંથી વધારે ને વધારે પ્રમાણમાં નાણું, પરદેશ

ઘસડી જતી હોવાથી થોડાં વર્ષમાં તો દેશમાંથી તમામ નાણું સાફ થઈ જશે.”

અને સાફ થઈ જ ગયું. લોકો પાસે સંઘરો કહેવાય તેવી વસ્તુ જ ન રહી. વેપારી શું કે વણકર શું, ખેડૂત શું કે જમીનદાર શું, બધા જ એ ભયાનક લૂંટનો ભોગ થઈ પડ્યા.

લોકોની કંગાળિયતનો ખરો પુરાવો દુકાળને વખતે મળે છે. લોકોની પાસે જો થોડો ઘણો પણ સંઘરો હોય તો લાગલાગટ એકાદ બે વર્ષ નબળાં આવે તો પણ તેમની સામે તેઓ ટકી શકે છે. અલબત્ત થોડા ઘણા તદ્દન ગરીબ લોકો એકદમ તંગીમાં આવી જાય એ વાત ખરી છે. પણ શ્રીમંત લોકોની ઉદારતા અને રાજ્યની ભરેલી તિજોરી તેમને તે વખતે બચાવી લે છે.

શ્રી રોમેશચંદ્ર દત્ત લખે છેઃ—

“જો લોકો સામાન્ય રીતે આબાદ સ્થિતિમાં હોય તો એકાદ જગાએ વરસાદ ન પડે કે પાક નિષ્ફળ નીવડે તે કારણથી અન્નના અભાવે તેમને મરવું ન પડે. કારણ કે પોતાની સંપત્તિ વડે તેઓ પાસેના પ્રાંતમાં જ્યાં સુકાળ હોય ત્યાંથી જોઈતું ધાન્ય ખરીદ કરી શકે. પરન્તુ લોકો બિલકુલ પાઈ વિનાના જ હોય તો પછી પાસેના પ્રાંતમાં ગમે તેટલું ધાન્ય હોય તો પણ ખરીદી ન શકે. અને પરિણામે લાખોની સંખ્યામાં ભૂખમરાથી તેમનો ઘાણ નીકળી જાય.”

એક સૈકાથી શરૂ થયેલી પરદેશીઓની આ લૂંટ, અન્યાય અને જુલમ નીચે પ્રજાના નાના મોટા તમામ વર્ગો પાયમાલ

થઈ ગયા હતા તે વખતે ઓચિંતો બંગાળામાં આસમાનીનો કારમો કેર લોકોને માથે ઊતર્યો. આ વખતે જો દેશમાં દેશી રાજ્ય હોત તો સુલતાનીની હૂંફથી આસમાનીનો કેર લોકો જરા ઓછો કરી શક્યા હોત. પરંતુ એ દિવસો હવે ગયા હતા. પરદેશીઓ પાસેથી તેવી આશા રાખવી ફોગટ હતી. ઊલટું તેમણે એ દુકાળનો ઉપયોગ પોતાના ખીસ્સા વધારે તર કરવામાં કેવી રીતે કર્યો તેનો શરમ ભરેલો કાળો ઇતિહાસ વાચક હવે પછીના ભાગમાંથી મેળવી શકશે.

ઈ. સ. ૧૭૬૮ માં ચોખાનો પાક આખા બંગાળામાં ખાલી ગયો હતો. છતાં અંગ્રેજોએ મહેસૂલ તો પહેલાના સમય જેટલી જ સખ્તાઈથી ઉઘરાવ્યું હતું. પરિણામે બજાર ભાવ ચઢી ગયા હતા અને બિચારા ખેડૂતો પાસે બી તરીકે સંઘરવા જેવું કાંઈ જ રહ્યું ન હતું

૧૭૬૯ ની શરૂઆતથી જ બજારમાં વધતા જતા અનાજના ભાવો, પાસે આવતા દુકાળની આગાહી આપી રહ્યા હતા. છતાં સરકારે મહેસૂલ તો હરવખત કરતાં પણ વધારે સખતાઈથી પૂરેપૂરું ઉઘરાવ્યું. ડૉ. હંટરે એક અંગ્રેજ લેખકનું વાક્ય ટાંક્યું છે કે "કોઈ પણ વર્ષે મહેસૂલ આટલી કડકાઈથી ઉઘરાવવામાં આવ્યું ન હતું."

ઉપરાંત તે વર્ષમાં જ અંગ્રેજોએ બંગાળામાંથી ઢગલાબંધ અનાજ બહાર ચડાવ્યે રાખ્યું, કારણ કે બહારનાં બજારોમાં ભાવ ખૂબ જ ઊપજતો હતો. પાછળ લોકોની શી વલે થશે તેની દરકાર રાખવાની તેમને શી જરૂર? તે વર્ષે વસંત ઋતુમાં ખૂબ વરસાદ પડ્યો અને કેટલાક

ભાગમાં તો પાકને નુકસાન પણ થયું પરંતુ પછી જ્યારે વરસાદની જરૂર આવી ત્યારે એક ટીપું પાણી પણ પડ્યું નહિ. દરેક જગાએ આખા ખેતરોને ખેતરો ઊભાં સળગી ગયાં. પરન્તુ અંગ્રેજ ગવર્નર વર્સ્ટને તો આ વાત ઇંગ્લેંડ લખી જણાવવા જેટલી પણ અગત્યની જણાઈ નહિ. તેમ જ લશ્કરને માટે જોઇએ તે સિવાય પ્રજાના ઉપયોગ માટે જરા પણ દાણો સંઘરવામાં ના આવ્યો

કાર્ટિયરે ૧૭૭૦ મા એકાદ પ્રાંતમાં દાણાની તંગી છે એવો સહેજ ઉલ્લેખ કર્યો હતો પણ સાથે સાથે ઊમેર્યું હતું કે "મહેસૂલમા તેથી જરા પણ બાધ આવવા દેવામાં આવી નથી" લોકો દુકાળથી ઢગલો થઇને મરણ પામતા હોય તે વર્ષે પણ મહેસૂલમાં "જરાય બાધ આવવા દેવામા આવી નથી" એ વાક્યનો શો અર્થ થાય તે વાંચક પોતે જ સમજી શકશે

બીજી બાજુ દુકાળે પણ પોતાનું ઉગ્રસ્વરૂપ ચારે બાજુ પ્રગટ કર્યું.

દેશી રાજાઓ, દુકાળના વખતમા વારવાર જમીન મહેસૂલ માફ કરતા તથા પ્રજાને જોઈતાં નાણા ધીરતા આ પગનાં અંગ્રેજોને પણ સૂચવવામાં આવ્યા પરંતુ તેમણે તેમ કરવાની ના પાડી એપ્રિલ માસમા કઠોળનો પાક ઓછો ઓછો પણ લોકોના હાથમા આવ્યો ત્યા તો મહેસૂલ ઊલટું ૧૦ ટકા વધારી મૂકવામા આવ્યું ડૉ. હંટર લખે છે—"જે વર્ષે આખી વસ્તીના ૩૫ ટકા અને ખેડુતોની વસતીના ૫૦ ટકા ભૂખે ટળવળતા મરણ

પામ્યા તે વર્ષે સરકારે પાંચ ટકા જેટલું મહેસૂલ પણ ઓછું કર્યું નહિ. ઊલટું આગળના વર્ષ માટે જમીન મહેસૂલમાં ૧૦ ટકાનો વધારો કર્યો. એ માસના વચગાળામાં તો ચારે બાજુથી ભયંકર તંગી અને દુકાળની બૂમો આવવા લાગી.

અંગ્રેજોએ જ વિલાયત લખી મોકલ્યુંઃ—

"ભૂખે મરતા અને ભીખ માગતા લોકોની સંખ્યા કલ્પનાને પણ ઓળંગી જાય છે. એક વખતના સમૃદ્ધ પૂર્ણિયા પ્રાંતની રૈયતનો ત્રીજો ભાગ નાશ પામ્યો છે અને બીજા ભાગોમાં પણ તેવી જ સ્થિતિ છે." દરેક દેશી અમલદાર પ્રજાના દુઃખનું કમકમાટી ઉપજાવે તેવું વર્ણન લખી મોકલવા લાગ્યો. જો કે વર્ષોથી શાંત રહેવા ટેવાયેલી ગરીબ પ્રજાએ મારફાડ કે હુલ્લડ તો ન જ કર્યાં.

"પૈસાદાર લોકો પણ ઘરના અંદરના ઓરડામાં ભૂખે મરવા પડેલાં પોતાનાં સ્ત્રી અને બાળકોને જોવા જવાની હિંમત કરી શકતા નહિ. ઢોરઢાંખર, ઓજારો, જે વેચાય તે બધું લોકોએ વેચી નાખ્યું, બી માટે રાખેલા દાણા ખાવામાં જ વાપરી નાખ્યા, પછી તેમણે પોતાનાં છોકરાં વેચવા માંડ્યાં અને જ્યારે તે ખરીદનારા પણ ન મળવા માંડ્યા ત્યારે તેમણે મડદાં ખાઈને જીવવા પ્રયત્ન કરવા માંડ્યો."

ધીરજને પણ હદ હોય છે. અંતે લોકોની ધીરજ પણ ખૂટી અને ભૂખે મરતા ખેડૂતોનાં ધાડે ધાડાં શહેરો તરફ આવવા લાગ્યાં. તેમની સાથે સાથે શીતળા, કોલેરા,

અને તાવના રોગો પણ ચારે બાજુ ફેલાવા લાગ્યા. પૈસાદાર લોકો અને અમલદારોના જાન પણ ધાસ્તીમા આવી પડયા.

"યમરાજાની સવારી વેગથી ધસતી આવતી હતી અને અઠવાડિયાં ઉપર અઠવાડિયા અને મહિના ઉપર મહિના વીતતા વીતતાં કમ્ર ખોદનાર પણ થાકયા અને ગીધ, વરૂઓ તથા શિયાળવા ધરાઈ ધરાઈ ને ગામમા આરામથી ફરવા લાગ્યા."

જ્યારે આ દુખ અતીમ હદે પહોચ્યુ ત્યારે કલકત્તા વાળા અગ્રેજોએ દયાનો થોડો ઢોગ કરવા માડયો અને અનાજ બહાર ચડાવવાનું થોડુ ઓછુ કર્યું છતા લોકોની આવી ભયકર સ્થિતિનો ઉપાય કરવા તેમણે નાણાની તો નહિ જેવી જ મદદ આપી અને જણાવ્યુ કે તે કામ તો દેશના જમીનદારોનું છે

જમીનદારો બિચારા રૈયતને મદદ કરવા ઓછા રાજી ન હતા પરતુ તેઓ પણ શુ કરે ? તેમની પોતાની સ્થિતિ જ કફોડી થઈ પડી હતી અને વ્યાજના દર પણ બેહદ ચડી ગયા હતા તેમણે દેવામા આવીને પણ લોકોને મદદ કર્યાના દાખલા છે.

પણ પરિણામે તે દરેકને અગ્રેજોને હાથેજ ભયકર દુખ વેઠવુ પડયુ. આ વર્ષે બગાળાના જમીનદાર કુટુમ્બોમાનો ત્રીજો ભાગ અગ્રેજોના જુલમ હેઠળ નાશ પામ્યો એમ કહેવાય છે. તેઓ બિચારા ભૂખે મરતી પ્રજા પાસેથી કશુ જ મહેસૂલ ઉઘરાવી શકતા નહિ. પણ અગ્રેજો તેમની પાસે મહેસૂલના પૈસા માટે તગાદો ચાલુ જ રાખતા પરિણામે તેઓમાના કેટલાય દેવાળિયા થઈ ને નાશ પામ્યા, કેટલાયની

જાગીરો અને જમીનદારી અંગ્રેજોએ ખૂંચવી લીધી અને કેટલાયને તેમના સ્ત્રી પુત્ર સાથે તેમના ઘરબારમાથી પણ હાંકી કાઢીને રસ્તામા રઝળતા ગવડતા કરી મૂકવામા આવ્યા.

બર્દવાનનો મહારાજા અંગ્રેજોના આ જુલમોમા સપડાઈને દુકાળના અંત ભાગમા કરુણાજનક રીતે કંગાલિયતમા મરણ પામ્યો. તેની તિજોરીમા એક પાઈ પણ ન હતી. તેનું શ્રાદ્ધ કરવા જ તેના છોકરાને સરકાર પાસેથી વ્યાજે નાણા લેવા પડયા. પણ થોડા વર્ષ બાદ તે દેવું ભરપાઈ ન કર્યા બદલ અંગ્રેજોએ તેને કેદમા નાખ્યો. આ વખતે એવા કુટુંબની હતી કે જે કુટુંબે દરેક રસ્તા ઉપર પોતાના મકાનો બંધાવેલા હતા જેથી મુસાફરીમા જ્યા જાય ત્યા પોતનુંજ ઘર વાસો કરવા તેમને માટે તૈયાર હોય.

રાજશાહીની રાણીને તેની બધી જાગીર જપ્ત કરવાની ધમકી આપવામાં આવી, વીરભુમના રાજાને ચડેલી મહેસૂલને કારણે કેદમાં નાખવામાં આવ્યો, અને બીસનપુરનો વૃદ્ધ રાજા મરવાની અણી ઉપર આવ્યો ત્યારે તેને કેદખાનામાંથી બહાર ફેંકી દેવામાં આવ્યો.

તે વર્ષે ૧,૩૮૦,૨૬૯ ગીનીની મહેસૂલમાંથી માત્ર ૬૫,૩૫૫ ગીનીઓ જ વસૂલ થઈ શકી અને તે પણ આટલા જુલમો વડે. દેશનાં મોટા તથા નામાંકિત કુટુંબો અંગ્રેજોના ભયંકર જુલમો હેઠળ નાશ પામ્યાં. દેશની જમીનનો મોટો ભાગ ખેડૂત વિનાનો થઈ ગયો. દુકાળ પછીનાં બે વરસ સુધી જમીનનો ત્રીજો ભાગ ખેડૂત વિના ખેડાયા વિનાનો રહ્યો. દુકાળમા વસ્તીનો તમામ ભાગ ભૂખે મરણ પામવાથી

કેટલાં ય ગામડાં બિલકુલ નિર્જન થઈ ગયાં અને ખેતર વેરાન જંગલ બની રહ્યાં. વીરભૂમ અને બીસનપુર પરગણામાં ખેડૂતોનાં ૬૦૦૦ ગામડાં હતાં. દુકાળમાં તેમાંનાં ૧૫૦૦ ગામડાં બિલકુલ નાશ પામ્યાં. ઈ. સ. ૧૭૮૯ જેટલા પછીના સમયમાં પણ વાઇસરોયને લખવું પડયું કે કંપનીના તાબાના બંગાળના મુલકમાં ખેડાણ જમીનનો ત્રીજો ભાગ જંગલી પશુઓને રહેવાનું જંગલ બની ગયો છે.

કહેવાનું આટલેથી બસ થતું નથી. દુકાળના આ ભીષણ સમય દરમ્યાન પણ અંગ્રેજ અમલદારોએ જે નીચ કુકર્મો કર્યાં હતા તેમનો ઉલ્લેખ કર્યા વિના આ પ્રકરણ બંધ કરીએ તો તે મહાશયોને ભારી અન્યાય કર્યો ગણાય. દુકાળની વાતો જેમ જેમ બહાર જવા માડી તેમ તેમ દેશ પરદેશના દાની મનજનોએ દાણા તથા નાણાંની બને તેટલી મદદ બંગાળામા મોકલવા માડી. પરંતુ બહારથી દુકાળિયાઓને મદદ માટે મફત વહેંચવાના જે દાણા આવતા તે બધા જ અંગ્રેજો પોતાના હાથમા લઈ લેતા અને ભૂખે મરતા માણસોને તે દાણા વહેંચી દેવામા આવ્યા છે તેવા ખોટા રિપોર્ટો કરી, તે દાણા ખૂબ મોંઘે ભાવે વેચી વેપાર કરતા. ખરી રીતે તે અંગ્રેજો દુકાળિયાઓના લોહીનો જ વેપાર કરી રહ્યા હતા તેમ કહેવું જોઈએ. પરંતુ સુધરેલા પશ્ચિમના લોકો માટે કોઈપણ કાળું કામ અશક્ય ન હતું. આવા દુકાળના ભીષણ દુઃખમાથી હિંદુસ્તાનના લોકોને જલદી મુક્તિ આપવાનું પુણ્ય કામ કરવા બદલ તમારે તેમને ગાળ દેવી હોય તો ભલે દો. દુનિયાના દુઃખ પોતાને માથે લેનાર

મહાપુરુષ જીસસને પણ લોકોએ ક્રોસ ઉપર જ ટાંગ્યો હતો ને ! દુનિયા વળી ભલું કરનારને ગાળો ભાંડ્યા વિના ક્યારે રહી છે!

ધીમે ધીમે આ નીચ વેપારની વાત ઇંગ્લેંડ ડીરેક્ટરોને કાને પણ પહોંચી. તેમણે આ વસ્તુ તરફ પોતાનો સખત તિરસ્કાર પ્રગટ કર્યો. ત્યારે કલકત્તાના અંગ્રેજોએ આવી નિમકહરામી અને દુષ્ટતાનો બધો વાંક કાળા દેશી અમલદારો ઉપર જ ઢોળી પાડવાનો પ્રયત્ન કર્યો અને ચારે બાજુથી બૂમો પાડવી શરૂ કરી કે દેશી અમલદારો તે દાણા વહેંચવાને બદલે વેચી ખાય છે !

ડૉ. હંટર લખે છે —

“જે દેશી પ્રધાને અંગ્રેજોના આ અધમ વેપાર સામે બૂમ ઉઠાવી હતી તેના ઉપર જ અંગ્રેજોએ દુકાળના નાણાં ઉચાપત કરવાનો અને લોકોને મદદ માટે આવેલા દાણાનો વેપાર કરી પ્રજાનો નાશ કરવાનો આરોપ મૂકી કેદ પકડ્યો અને તેના ઉપર કોર્ટમાં કામ ચલાવવાનું શરૂ કર્યું પરંતુ સદ્‌ભાગ્યે તેના ઉપરનો તે આરોપ સાબિત થઈ ન શક્યો એટલે તેને છોડી મૂકવામાં આવ્યો.”

ડીરેક્ટરો કલકત્તાના અંગ્રેજોની આ ચાલાકી સમજી ગયા. તેમણે ચોખ્ખે ચોખ્ખું લખી જણાવ્યું કે મોટા મોટા હોદ્દા ઉપર બિરાજતા અંગ્રેજો જ આ હીન વેપાર કરી રહ્યા છે એમ અમારો ચોક્કસ અભિપ્રાય છે.

નવાઈની વાત એ છે કે આટલા ભયંકર દુકાળમાં ચારે બાજુ ભૂખે મરતા લાખો માણસો જોવા છતાં સુધરેલા અને દયાળુ સફેદ ખ્રિસ્તીઓને તે લોકોને બચાવવા અથવા

મદદ કરવા એક પાઈ પણ તિજોરીમાંથી ખરચવાનું ન સૂઝ્યું. તે વરસે મહેસૂલ મોકૂફ ન રાખ્યું તે તો જોઈ ગયા. પરંતુ "જંગલી, ક્રૂર, લોહીતરસ્યા" મુસલમાન બાદશાહો દુકાળના વખતમાં જેટલી નાણાંની અને સંઘરેલા દાણાની મદદ પ્રજાને કરતા તેનો લાખમો ભાગ પણ અંગ્રેજોએ કરવાનું ઠીક ન માન્યું.

છેવટે શરમાઈને તેમણે ભૂખે મરતા ત્રણ કરોડ માણસો માટે ચાળીસ હજાર રૂપિયાની જંગી રકમ (!) દયા લાવીને મંજૂર કરી. તથા તેમા દેશી લોકોએ પણ શક્ય હોય તેટલા બીજા રૂપિયા ઉમેરવા એમ ઠરાવવામા આવ્યું. ડૉ. હંટર લખે છે:—

"બિચારા દેશીઓએ પણ ગમે તેમ કરી બીજા સુડતાળીસ હજાર રૂપિયા ઉઘરાવી આપ્યા. તેટલી નજીવી રકમમાથી આ ત્રણ કરોડ માણસોને મદદ કરવાની હતી. ઉપરાતમા સરકારે એમ નક્કી કર્યું કે એ રકમ ખરચવા જતા જે કાઈ વધારે ખર્ચ થઈ જાય તે બધું દેશીઓએ આપવું."

હવે જેટલું વધારાનું ખર્ચ થાય તે દેશીઓએ આપવું એ વાક્યનો અર્થ એ નહતો કે આ ભેગી કરેલી રકમ ઉપરાત વધારે ખર્ચ કરવું. એનો અર્થ તો એટલો જ હતો કે આટલી રકમ ખરચવા જતા જે કાઈ થોડી ઘણી વધુ રકમ અજાણતા ખરચાઈ જાય તે દેશીઓએ આપવી.

પરંતુ અંગ્રેજોને તો એ બહાના હેઠળ ગમે તેટલા રૂપિયા વાપરવાની છૂટ મળી ગઈ. એટલે તેમણે ઊંધું ઘાલીને

પૈસા વાપરવા માડ્યા. કારણ કે વધારાના ખર્ચના બધા રૂપિયા દેશીઓ પાસેથી જ મળવાના હતા ! બિચારા દેશીઓ પોતે જ તંગી અને દેવામા સપડાયેલા હતા છતાં તેમણે પોતાના દેશભાઈઓ માટે ગમે તેમ કરીને પહેલા જણાવેલી રકમ આપી હતી. પરંતુ ડૉ. હંટર લખે છે તે પ્રમાણે:—

"નવાઈની વાત તો એ છે કે થોડો વખત ન થયો એટલામા તો અગ્રેજોએ દોઢ લાખ રૂપિયા ચોખા બહારથી લાવવામાંજ વાપરી નાખ્યા."

હવે તેટલા પૈસા પણ જો લોકોને મદદ કરવામા વાપર્યા હોત તો અતમા કંઈ દુઃખ ન થાત. પરંતુ તે બધા જ પૈસા તેમણે ચોખા બહારથી લાવી મોઘે ભાવે વેચી વેપાર કરવામાજ વાપર્યા. દેશીઓ પાસેથી જ પૈસા પડાવી, તે પૈસા વડે ચોખા ખરીદી દેશીઓને જ મોઘે ભાવે વેચીને નફો કરવાની આ નફ્ટતા વિષે વધારે શુ લખવું ? ડૉ. હંટર જ લખે છે.—

"એ કામમા ક્રૂરતા, દુષ્ટતા અને નીચતાનો જે દેખાવ નજરે પડે છે તે જોઈને તો એમ જ થાય છે કે સરકારે મદદ કરવા નામની પણ જે રકમ કાઢી હતી તે પણ લોકોના હાથમા ખરેખરી રીતે પહોચી જ હશે કે કેમ. કારણ કે એ આખું ખાતું દુકાળિયાઓને મદદ કરવા આણેલા દાણા લોકોને વહેચવાને બદલે મોઘે ભાવે વેચી વેપાર કરવાનુ જ કામ કરતું હતું અને નફાના બધા પૈસાથી પોતાના જ ખિસ્સા ભરતું હતું"

હજારો અગ્રેજો આ રીતે પૈસા કમાઈ કમાઈને

ખિસ્સાં તર કરી ઈંગ્લેંડ રવાના થવા લાગ્યા. નામ આપ્યા વિના જ ટોરંટ્સ તેમાંના એકનો દાખલો આપે છે તે અમે નીચે ટાંકીએ છીએઃ—

"તે વખતે મોટી પદવી ભોગવતો એક અંગ્રેજ પોતાને દેશ ઈંગ્લેંડ મોટો ધનાઢ્ય બનીને પાછો ફર્યો. તેણે વિચાર કર્યો હતો કે હવે તે પૈસાથી દેશમાં જઈ ચેનબાજી અને મઝામાં દિવસો ગાળીશું. પરંતુ રોજ રાત્રે તેને ભૂખે મરતા લોકોનાં ભયંકર સ્વપ્નો આવવા લાગ્યાં. દુકાળિયાઓનાં અસંખ્ય હાડપિંજર તેની પથારીની ચારે બાજુ કિલકાર કરતાં ધસી આવતાં હોય તેવા દેખાવો તેને રોજ દેખાવા લાગ્યા. અને તે ઘણો મજબૂત માણસ હતો છતાં મોતની છેલ્લી ઘડી સુધી પથારી પાસેથી રાત્રે દીવા બુઝાવી શક્યો નહિ."

બીજે વર્ષે પાક સારો થયો પણ ખેડૂતોની એટલી મોટી સંખ્યા નાશ પામી હતી કે જમીનના મોટા મોટા ભાગ ખેડ્યા વિનાના જ રહ્યા. તે વખતના અમલદારોએ કરેલી ગણતરી મુજબ જ ઓછામાં ઓછા એક કરોડ માણસો તે દુકાળમાં મરણ પામ્યાં હતાં.

ટોરંટ્સ લખે છેઃ—

"સેંકડો વર્ષનો ઇતિહાસ તપાસો પણ દુનિયાના કોઈ ભાગમાં આવો ભયંકર દુકાળ પડેલો ક્યાંય જોવામાં નહિ આવે."

છતાં બીજે જ વર્ષે અંગ્રેજોએ તો મહેસૂલની રકમ પહેલાંના વર્ષોમાં જેટલી મળતી હતી તેટલી જ ઉઘરાવવા માંડી.

ડૉ. હંટર લખે છે:—

"દર વર્ષે જેમ જેમ દેશ ઉજ્જડ અને વેરાન બનતો ગયો તેમ તેમ અંગ્રેજ સરકારે જમીન મહેસૂલ વધારે ને વધારે માગવા માંડ્યું. ઈ. સ. ૧૭૭૨ માં ખેડાતી જમીનનો ⅓ ભાગ તો જંગલ બની ગયો હતો અને ખેડાતી દર સાત એકર જમીને ત્રણ એકર જમીન પડતર રહી હતી છતાં કંપનીએ પોતાની મહેસૂલ ૧૦૦,૦૦૦ ગીનીથી વધારીને ઊલટી ૧૧૨,૦૦૦ ગીનીની કરી. મુસલમાન લશ્કરને ખેડૂતોના ગામડાંમાં મહેસૂલ ઉઘરાવવા માટે છોડી મૂકવામાં આવ્યું અને ભયંકર જુલમ અને કાળો કેર વરતાવ્યા છતાં માગેલી રકમનું અર્ધું જ મહેસૂલ ભરપાઈ થઈ શક્યું."

આમ ખેડાતી જમીન અને ખેડૂતોની સંખ્યા ઘટી જવાને કારણે અંગ્રેજોએ હવે નક્કી કર્યું કે મહેસૂલ દર ખેડૂત પાસેથી ન ઉઘરાવતાં આખાં ગામનાં ગામ ઉપર નક્કી કરેલી મહેસૂલ ભરી આપવાનો ફાળો નાખવો. તેટલી રકમ આખા ગામે ગમે તેમ કરીને ભરવી જોઈએ.

આ નવા જુલમથી લોકો ત્રાસી ઊઠ્યા. તેમની સંખ્યા ઘણી ઓછી થઈ ગઈ હતી છતાં તેટલી થોડી સંખ્યા ઉપર, પહેલાંની મોટી વસ્તી પાસેથી ઉઘરાવવામાં આવતી પૂરી રકમ ભરપાઈ કરવાનો બોજો નાખવામાં આવ્યો. પરિણામે ખેડૂતોએ મહેનત કરી જે કંઈ પેદા કર્યું હોય, તંગીના વખતમાં પણ મદદ કરે એવું કર્યું હોય તે બધું ટોરેંટ્સ કહે છે તેમ "મહેસૂલ ઉઘરાવનારના સાણસી

પંજા વડે ખૂંચવી લેવામાં આવ્યું અને એમ કરીને ૨૦૦૦ ગાઉ દૂર પડેલા લોકોનાં ખિસ્સાંને જરા પણ આંચ આવવા દેવામાં ન આવી. ”

એક અંગ્રેજ અમલદાર લખે છેઃ—

“ પ્રાંતમાંની વસ્તીનો ત્રીજો ભાગ દુકાળમાં ભૂખથી રિબાઈને મરણ પામ્યો છે અને ખેતી કરનારા ખેડૂતો ઓછા થઈ ગયા છે છતાં ઈ. સ. ૧૭૭૧ નું જમીન મહેસૂલ તો ઊલટું દુકાળ પહેલાંના ૧૭૬૮ ના વર્ષ કરતાં પણ વધારે ઉઘરાવવામાં આવ્યું છે. નીચેના કોષ્ટક ઉપરથી તે માલમ પડશે.

ઇ. સ. ૧૭૬૮..........૧,૫૨,૫૪,૮૫૬ : ૯ : ૪ : ૩
ઈ. સ. ૧૭૬૯ ( દુકાળની
આગળનું તંગીનું વર્ષ).....૧,૩૧,૪૯,૧૪૮ : ૬ : ૩ : ૨
ઈ. સ. ૧૭૭૩ ( ભયંકર
દુકાળ અને ભૂખમરાનું
વર્ષ)....................૧,૪૦,૦૬,૦૩૦ : ૭ : ૩ : ૨
ઈ. સ. ૧૭૭૧ ( દુકાળ
પછીનું જ બીજું વર્ષ ).....૧,૫૭,૨૬,૫૭૬ : ૧૦ : ૨ : ૨

“ આ ભયંકર તંગીના સમયમાં જમીન મહેસૂલ પણ ઓછું મળે એમ સહેજે કલ્પના કરી શકાય. છતાં તે ઓછું થયું નહિ તેનું કારણ શું હતું તે નક્કી કરવું મુશ્કેલ નથી. દરેક ગામમાં જે ખેડૂતો મરી ગયા અથવા દેશ છોડી ચાલ્યા ગયા તેમના ભાગનું મહેસૂલ જે ખેડૂતો જીવતા રહ્યા તેમના ઉપર નાખવામાં આવ્યું......જે લોકો આવા

ભયંકર દુકાળમાં ટકી રહ્યા તેમના ઉપર ઊલટી સરકારે રહેમ નજર રાખવી જોઈતી હતી. "

રહેમ નજર તો કર્યા ગઈ પણ ઊલટું જે ખેડૂતો દુકાળમાં મરી ગયા તે જાણે જીવતા રહેલા ખેડૂતોનો વાંક હોય તેમ મરી ગયેલાઓના ભાગનું મહેસૂલ પણ તેમના ઉપર નાખવામાં આવ્યું. સરકારી આંકડા પરથી જણાય છે કે ખેડૂતોની વસ્તીનો ૫૦ ટકા જેટલો ભાગ દુકાળમાં નાશ પામ્યો હતો. તેનો અર્થ એ થયો કે એ ભયંકર દુકાળમાં જેમ કરીને ટકી રહેલાઓનું મહેસૂલ હતું તેનાથી બમણું વધારવામાં આવ્યું.

પરંતુ મહેસૂલ વધારવામાં આવ્યું એમ સહેજ કહેવાથી કશો જ ખ્યાલ આપણને આવી શકવાનો નથી. તે મહેસૂલ ઉઘરાવવા લશ્કરનાં ટોળેટોળાં ગામડાં ઉપર છોડી મૂકવામાં આવતાં હતાં એ વસ્તુસ્થિતિ વિચારી જોયા પછી જ તે દિવસોનો થોડો ખ્યાલ વાંચકને આવી શકશે.

પરંતુ અમારે હવે આ વર્ણન અહીંથી જ અટકાવવું જોઈએ. દરમ્યાન ક્લાઈવના જેવો જ પણ ક્રૂરતા, નીચતા, લુચ્ચાઈ અને બંધાઈમાં તેને પણ ટપી જાય તેવો એક માણસ, એક પછી એક એમ નાની નાની પાયરીઓ વટાવતો વટાવતો ગવર્નર જનરલની મોટી પદવી ઉપર આવી રહ્યો હતો. તેના હાથ નીચે ક્લાઈવના દિવસોને પણ ભુલાવે તેવા ભયંકર જુલમો અને અન્યાયો દેશને માથે લખાયા હતા.

તે માણસનું નામ વોરન હેસ્ટીંગ્સ હતું.

---

Vitthalbhai Ramjee

# પ્રાસ્તાવિક

આપણું આ પુસ્તક પૂરું કરતા પહેલાં આપણે જો, આ સમય દરમ્યાન અંગ્રેજોએ બંગાળાના વેપારઉદ્યોગનો નાશ કેવી રીતે કરી નાખ્યો તે ન તપાસી લઈએ તો, રાજનૈતિક ઊથલપાથલનો ઇતિહાસ તપાસવામાં લીધેલી આપણી બધી મહેનત વૃથા જ ગઈ એમ કહેવાય. આ વિષય ઉપર "હિંદુસ્તાનના વેપારઉદ્યોગનો નાશ" એ નામનું વિગતવાર વર્ણન આપતું સ્વતંત્ર પુસ્તક બહાર પડેલું જ છે, એટલે ખરી રીતે અત્યારે તેની પુનરુક્તિ અહીં કરવાની જરૂર ન હોવી જોઈએ, પરંતુ વૉરન હેસ્ટીંગ્સના આવતા પહેલાં માત્ર બંગાળાના વેપારઉદ્યોગના નાશનો ઇતિહાસ એક સ્વતંત્ર વિષય જ થયો ગણાય એટલે તેટલો ભાગ અહીં જુદો જ આપવાનું ઠીક માન્યું છે.

## પૂર્વ ઇતિહાસ

હિંદુસ્તાન દેશ ઘણા જૂના સમયથી લગભગ આખી દુનિયામાં તેના કાપડના ઉદ્યોગ માટે કેટલો મશહૂર હતો તેનું સવિસ્તર વર્ણન અહીં આપવું એ અપ્રસ્તુત ગણાય. પરંતુ બંગાળાનું કાપડ જૂના સમયમાં ચારે બાજુ કેટલી ખ્યાતિ પામ્યું હતું તેનું સંક્ષિપ્ત વર્ણન આપણે જોઈ લઈએ.

રોમન સામ્રાજ્યની જાહોજલાલીના સમયમાં રોમન લોકોને હિંદની કીમતી બારીક મલમલ પહેરવી બહુ ગમતી. બંગાળાની મલમલનું વર્ણન કરતાં પ્લીની લખે છે કે, એ મલમલ એટલી બધી સફેદ અને ઝીણી હોય છે કે પહેરનારનું શરીર પણ ઝગઝગાટ મારી ઊઠે છે.

આ કાપડના સૌંદર્ય અને કુમાશની પ્રશંસા એક પછી એક એમ તમામ મુસાફરોએ કરી છે. નવમી સદીમાં હિંદુસ્તાન આવેલા સુલેમાન નામના આરબ મુસાફરે લખ્યું છે:—

"આ દેશમાં એક એવી ચીજ થાય છે કે જેનો જોટો આખા જગતમાં નહિ મળે. તે વસ્તુ એટલી ઝીણી છે કે તેનો પોશાક બનાવ્યો હોય તો તે આખોય પોશાક વીંટીમાંથી સહેજે પસાર થઈ જાય. આ ચીજ સૂતરમાંથી બને છે અને તેવો એક તાકો મેં નજરોનજર જોયો છે."

આ વર્ણન ઢાકાની મલમલ વિષે જ હતું એ કહેવાની જરૂર નથી.

પાઇરાર્ડ બંગાળામાં આવ્યો હતો ત્યારે તેણે પણ એ કપડાનું તેવું જ વર્ણન કર્યું હતું.

"કેટલાંક કપડાં તો એટલાં બધાં ઝીણાં હતાં કે એ કપડાં પહેરનાર તદ્દન નાગો છે કે કેમ એ પણ દૂરથી કળી શકાય નહિ."

આવી અપૂર્વ કળાકારીગરીને ઉત્તેજન આપવામાં મોગલ બાદશાહોએ પૈસા સામું જોયું ન હતું. મહારાણી નૂરજહાંના આશ્રય નીચે ઢાકાની મલમલનો ઉદ્યોગ સોળે કળાએ ખીલી ઊઠ્યો હતો.

ટેવર્નિયર જણાવે છે કેઃ—

"ઈરાનના એલચીએ હિંદુસ્તાનથી પાછા જઈને પોતાના શાહને શાહમૃગના ઈંડા જેટલું એક રત્નજડિત નાળિયેર ભેટ કર્યું. જ્યારે તેને ઉઘાડવામાં આવ્યું ત્યારે તેની અંદરથી ૬૦ હાથ લાંબી પાઘડી નીકળી!"

ડૉ. ઉરે લખ્યું છેઃ—

"આટલું બધું ઝીણું સુતર આ નાનકડા રેંટિયા કે ત્રાક ઉપર કેમ કાંતી શકાતું હશે અને જેવી તેવી સાળ

ઉપર કેમ કરીને વણી શકાતું હશે એ અજાયબીનો ભેદ મારા ખ્યાલમાં જ આવી શકતો નથી."

ઢાકાનું એ સૂતર કેટલું ઝીણું હતું તે નીચેના બે દાખલાઓ ઉપરથી સહેજે જાણી શકાશે.

દિલ્હીના બાદશાહ સારુ જે મલમલ વણાતી હતી તે મલમલના રતીભાર સૂતરમાં ૧૫૦ થી ૧૬૦ હાથ લાંબો તાર હોવો જોઈએ એવી પ્રથા જ પડી ગઈ હતી. ડૉ. ટેલરે લખ્યું છે કે "મારી સમક્ષમાં બહુ જ ચોકસાઈથી માપતાં જણાયું હતું કે એક રતલ સૂતરમાંથી ૧૫૦ માઈલ કરતાં પણ વધારે લાંબો તાર નીકળે છે. એ જોઈ અમે બધા દંગ જ થઈ ગયા."

ઢાકાનું કાપડ એટલું બધું ઝીણું અને પારદર્શક થતું કે તેને "શબનમ" (સાંજની ઝાકળ) "બાદબાફતા" (વણેલી હવા) "આબેરવાન" (વહેતું જળ) એવાં ખાસ કાવ્યમય નામોથી ઓળખવામાં આવતું. શબનમનો તાણો જ્યારે પથરાતો ત્યારે જાણે સવારની ઝાકળ પથરાઈ હોય તેવો દેખાવ થઈ રહેતો.

તે મલમલની ખૂબીઓ વર્ણવતી કેટલીયે લોકવાર્તાઓ સમાજમાં આજ સુધી ચાલે છે.

એક વાર અલીવર્દીખાનના દરબારમાં એક હિંદુ વણકર સુંદર, ઝીણો મલમલનો તાકો લઈ ગયો. તેને ઘાસ ઉપર પહોળો કર્યો હતો તેવામાં એક ગાય ઘાસ ચરતી ચરતી આવીને તે આખો તાકો ચાવી ગઈ. પશુની આંખ પણ ઘાસ ઉપર બિછાવેલું કપડું ન જોઈ શકી!

એક વાર ઔરંગઝેબની દીકરી દરબારમાં તેની પાસે આવી ત્યારે શાહજાદીને લગભગ નાગી જોઈને બાદશાહ ખૂબ ગુસ્સે થઈ ગયો. અને આવાં તદ્દન ઝીણાં કપડાં પહેરી લાજ ખોવાની રીતને વખોડવા લાગ્યો. જવાબમાં શાહજાદીએ પોતાના શરીર ઉપરથી એક પછી એક સાત કપડાં કાઢી બતાવ્યાં!

એ ઢાકાની મલમલ આખી દુનિયામાં પ્રસિદ્ધ હતી અને અરબસ્તાન, ઇરાન, ઇજીપ્ત, પેગુ, મલાક્કા, સુમાત્રા, અને ભૂમધ્ય સમુદ્રના બીજા કેટલાય દેશોમાં તેનો ધમધોકાર વેપાર ચાલતો હતો. ૧૭૮૭માં ઢાકાના કલેક્ટર મી. ડેએ ઢાકાનો વાર્ષિક વેપાર એક કરોડ રૂપિયાનો છે એમ અડસટ્ટો કાઢ્યો હતો.

## ૨

# અંગ્રેજોનાં પગલાં થયાં

હિંદુસ્તાન સાથેના વેપારમાંથી મળતા અઢળક નફામાં ભાગ પડાવવા યુરોપના લોકોનાં ટોળેટોળાં કેવી રીતે હિંદુસ્તાનમાં આવ્યાં એ વાત "પ્લાસીના યુદ્ધ" નામના પુસ્તકમાં વર્ણવી બતાવી છે. યુરોપની બીજી પ્રજાઓને હિંદુસ્તાનના વેપારમાંથી અઢળક નફો પ્રાપ્ત કરતી જોઈ અંગ્રેજોની એક કંપનીએ ઈ. સ. ૧૬૦૦ મા એલિઝાબેથ રાણી પાસેથી પટો મેળવી હિંદુસ્તાન સાથે વેપાર શરૂ કર્યો.

હિંદુસ્તાનનો માલ ઈંગ્લેંડમાં પહોંચતા વેંત જ ત્યાંના લોકોમાં તે કાપડ માટે પડાપડી શરૂ થઈ. ૧૬૧૪માં સુરતથી ૧૨,૫૦૦ થાન ત્યાં ગયાં હતાં પણ ૧૬૨૫માં એ સંખ્યા વધીને ૧,૬૫,૦૦૦ ની થઈ ગઈ. ૭ વરસ બાદ તો માલની માગણી ૧૫ ગણી વધી ગઈ હતી. હિંદુસ્તાનમાં જે થાનની કિંમત ૭ શિલિંગ બેસતી તેના લંડનમાં ૨૦ શિલિંગ સહેજે ઊપજતા. એટલે તેમાંથી પુષ્કળ નફો કંપનીને રહેતો.

ધીમે ધીમે તો ઇંગ્લેંડમાં હિંદી કાપડની માગ એટલી વધી ગઈ કે કંપનીના ડીરેક્ટરોએ હિંદુસ્તાનમાં લખી મોકલ્યું કે "તૈયાર માલ ન મળે તો સાદાં કોકડાં કે ગૂંચવાયેલું સુતર પણ જેટલું હાથ આવે તેટલું ભેગું કરીને મોકલો.........ગમે તેટલું સુતર મોકલશો તો પણ અહીંનું બજાર ઊભરાઈ જશે એવી સહેજે બીક મનમાં ન રાખતા."

ચાર્લ્સ બીજો ઇંગ્લેંડની રાજગાદીએ આવ્યો ત્યાર પછીનાં ૨૪ વર્ષ દરમ્યાન તો હિંદુસ્તાનથી દરવર્ષે ઇંગ્લેંડ ચડતો માલ ૧,૨૦,૦૦૦ રૂપિયાથી વધીને ૪૫,૦૦,૦૦૦૦ રૂપિયાનો થઈ ગયો. તે 'વેપારમાં' એટલો બધો નફો થતો કે કંપનીએ ૧૬૭૬માં પોતાના દરેક ભાગીદારને તેણે ભરેલી મૂડી જેટલી જ રકમ પાઘડી પેટે આપી અને તે બેવડી થયેલી મૂડી ઉપર પાંચ વરસ સુધી ૨૦ ટકા લેખે વ્યાજ ભરી આપ્યું.

૧૬૮૦થી ૧૬૮૩ સુધીના આયાતના આંકડા સરખાવવાથી તે વેપાર કેટલા અજબ વેગથી વધતો જતો હતો તે જોઈ શકાશે.

| | વરસ | થાન |
|---|---|---|
| ૭ વરસમા | ૧૬૭૩–૭૮ | ૩૯,૦૩,૫૦૦ |
| ચાર વર્ષમાં | ૧૬૮૦–૮૩ | ૮૫,૬૪,૦૦૩ |

આ બધું જોઈ ઇંગ્લેંડમા ઊનનું કાપડ બનાવનારા અદેખાઈથી સળગી ઊઠયા. તેઓએ હિંદી કેલીકો અને રેશમી કાપડ વિરુદ્ધ ઝુંબેશ ઉઠાવી અને ઇસ્ટ ઇંડિયા કંપની જે રેશમી કાપડ હિંદથી લાવે તેનો વપરાશ

ઇંગ્લૅંડમાં સદંતર બંધ કરવાની પાર્લામેંટને અરજીઓ કરી. આખરે હિંદુસ્તાનથી ઇંગ્લૅંડ જતાં સૂતરાઉ અને રેશમી કાપડ ઉપર ૧૬૮૫ માં ૭ ટકાની જકાત નાખવામાં આવી અને ૧૬૯૦ માં તે બમણી કરવામાં આવી.

તેમ છતાં ઇંગ્લૅંડમાં હિંદી કાપડનો પહેરવેશ વધતો જ ગયો. તે વખતના એક અંગ્રેજ લેખકે લખ્યું છેઃ—

"ફેશનને ડાકણ કહેવામાં આવે છે તે સાચું જ છે. કોઈ ચીજ મોંઘી થાય કે તેની અછત થાય તેમ તેના વિષેની મોહિની ઊલટી વધતી જાય છે. એક વાર મલમલના ૩૦ શિલિંગ બેસે છે અને જ્યારે ખરીદો ત્યારે હાથમાં તો માછલાની જાળ જ આવે છે!"

ડેનિયલ ડેફોએ લખ્યું છેઃ—

"આપણાં દિવાનખાનાં, શયનગૃહો, પડદાઓ, તકિયાઓ અને ખુરશીઓમાં પણ હિંદુસ્તાનનું કાપડ વપરાવા લાગ્યું છે. અરે પથારી સુદ્ધાંનો પણ હિંદી માલે જ ઇજારો લીધો છે. ટૂંકામાં સ્ત્રીઓના પહેરવેશમાં કે ઘરના રાચરચીલામાં...જ્યાં ત્યાં બધે જ લગભગ હિંદુસ્તાનનો માલ જ વપરાવા લાગ્યો છે. હિંદુસ્તાનથી આવતા માલ ઉપર બેહદ નફો ચડતો હોવા છતાં આપણા દેશના સસ્તામાં સસ્તા માલ કરતાં તે સોંઘો વેચી શકાય છે."

પણ ધીમે ધીમે ઇંગ્લૅંડના કારીગરોની રોજી ભાગી જવાથી તે લોકો એટલા અકળાઈ ઊઠ્યા કે કોલ્ચેસ્ટરમાં તો તે બધાએ ભેગા થઈ જે સ્ત્રીઓએ હિંદી પોષાક પહેર્યો હતો તેમને ઘેરી લઈ તેમનું અપમાન કર્યું. પાર્લા-

મેંટે આ બધું જોઈ સવેળા જાગી ઊઠી અને ૧૭૦૦ પછી એક પછી એક એમ અનેક કાયદા પસાર કરી હિંદી કાપડના પહેરવેશની ઇંગ્લેંડમાંથી બંધી કરી દીધી.

૧૭૨૧માં પાર્લામેંટે જાહેર કર્યું કે જે કોઈ રંગીન કેલીકોનો ઉપયોગ કરશે કે પહેરશે તેનો દર ગુના દીઠ ૭૫ રૂપિયા દંડ કરવામાં આવશે અને જેણે તેને કેલીકો વેચી હશે તેનો ૩૦૦ રૂપિયા દંડ કરવામાં આવશે. ૧૬ વર્ષ બાદ સુતરાઉ રંગીન કાપડનો ઉપયોગ કરવાની તદ્દન બંધી કરવામાં આવી. છતાં "સ્ત્રીઓની અવગણનાને લીધે અને ફેશનની ઘેલછાને લીધે" તે વેપાર ચાલુ જ રહ્યો. અંતે ૧૭૭૪ માં પાર્લામેંટે એવો કાયદો પસાર કર્યો કે ઇંગ્લેંડમાં વેચાતું તમામ સુતરાઉ કાપડ ઇંગ્લેંડમાં જ કંતાઈ વણાઈને તૈયાર થયેલું હોવું જોઈએ.

આ આખા વેપારમાં બંગાળાનો હિસ્સો સૌથી વધારે હતો તે નીચેના કોષ્ટક ઉપરથી જણાશે.

| ઈ. સ. ૧૭૭૧ થી ૧૭૯૨ સુધીમાં બંગાળાથી | | | તાકા | કિંમત, રૂપિયા |
|---|---|---|---|---|
| ગયેલો માલ | | | ૧,૩૪,૮૦,૦૦૦૦ | ૩૫¾ કરોડ |
| મદ્રાસથી | ,, | ,, | ૨૮,૮૪,૦૦૦ | ૧૦¾ ,, |
| સુરતથી | ,, | ,, | ૧૦,૫૦,૦૦૦ | ૧¾ ,, |

બંગાળાનો વેપાર કેટલા દેશો સાથે ચાલતો તેનો ૧૮૦૫ ની સાલ જેટલો મોડો પુરાવો મળે છે તે પણ જોવા જેવો છે. જો કે યાદ રાખવું જોઈએ કે ત્યાર પહેલાં ઇંગ્લેંડે પોતાને ત્યાં આ માલની સદંતર બંધી કરી દીધી હતી

તથા હિંદુસ્તાનમાં પોતાની મિલોનો માલ ખપે માટે હિંદુસ્તાનના ઉદ્યોગો કચરી નાખવા પૂરતી કેડ કસી હતી.

૧૮૦૫ ની સાલ

| | | | રૂપિયાનું કાપડ. |
|---|---|---|---|
| ૧ લંડન | ... | ... | ૩,૩૧,૫૫૨ |
| ૨ ડેનમાર્ક | ... | ... | ૩,૩૭,૬૩૩ |
| ૩ લિસ્બન | ... | ... | ૧૨,૧૪,૩૫૩ |
| ૪ અમેરિકા | ... | ... | ૪૭,૬૩,૧૩૨ |
| ૫ સિલોન | ... | ... | ૧,૦૩,૯૪૪ |
| ૬ સુમાત્રા | ... | ... | ૮૫,૦૮૯ |
| ૭ કોરોમંડળ કિનારો | | ... | ૪,૦૭,૯૪૨ |
| ૮ ઈરાની અખાત અને અરબસ્તાન | | | ૮,૪૫,૭૮૮ |
| ૯ પેગુ | ... | ... | ૮૨,૨૫૪ |
| ૧૦ પુલોપેનાગ અને પૂર્વના અન્ય દેશો | | | ૮,૧૬,૬૧૨ |
| ૧૧ બટેવિયા | ... | ... | ૯,૧૫,૯૯૬ |
| ૧૨ ચીન | ... | ... | ૩,૩૯,૪૭૬ |

તથા ૨૮,૭૪,૬૧૬ રૂપિયાનું રૂ.

બંગાળાના ઉદ્યોગની પડતીના વખતમાં એટલે કે ઇ. સ. ૧૮૦૭ માં ડૉ. બુકાનને કરેલી ઉત્તર હિંદની તપાસને પરિણામે જે વર્ણન જોવા મળે છે તે ઉપરથી જણાય છે કે આ ઉદ્યોગમાં જુદા જુદા ભાગમાં કેટલાં સ્ત્રી પુરુષો રોકાયેલાં હતાં તથા કેટલી વાર્ષિક કમાણી કરતાં હતાં.

" પટના જીલ્લામાં ૩,૩૦,૪૨૬ સ્ત્રીઓ સૂતર કાંતવાના ઉદ્યોગથી જ પોતાનો જીવનનિર્વાહ કરતી. દિવસમાં થોડાક

ઢલાક કામ કરીને તેઓ દર વર્ષે ૨૩ લાખ ૬૭ હજાર રૂપિયાની કિંમતનું સૂતર કાંતીને ૧૦,૮૧,૦૦૫ રૂપિયા પેદા કરતી. વણકરો એ સૂતરનું કાપડ વણીને વર્ષે ૭ લાખ, ૪૮ હજાર રૂપિયાની કમાણી કરતા.

"રેશમી કે મિશ્ર કાપડ વણનારા વણકરો દર વર્ષે ચાર લાખ ૨૧ હજાર રૂપિયાનું કાપડ તૈયાર કરતા અને તેમાંથી દરેક વણકરને સાળ દીઠ ૩૩ થી ૫૦ રૂપિયાનો નફો રહેતો.

"શાહબાદ જીલ્લામાં ૧,૫૯,૫૦૦ સ્ત્રીઓ કાંતવાનું કામ કરતી અને દર વર્ષે ૧,૨૫૦,૦૦૦ રૂપિયાનું સૂતર કાંતતી... વણકરો પણ તેમાંથી ૧૬,૦૦,૦૦૦ રૂપિયાની કિંમતનું કાપડ તૈયાર કરતા.

"ભાગલપુર જીલ્લામાં ૧૬૦,૦૦૦ સ્ત્રીઓ કાંતવાનો ઉદ્યોગ કરતી અને તેમનો નફો દર વર્ષે ૭,૨૦,૦૦૦ રૂપિયાનો હોતો......૩૨૭૫ સાળોમાંથી વણકરો વાર્ષિક દોઢ લાખ રૂપિયાની આવક પ્રાપ્ત કરતા."

"ગોરખપુર જીલ્લામાં ૧૭૫,૬૦૦ સ્ત્રીઓ કાંતવાનું કામ કરતી અને લગભગ ૪,૫૦,૦૦૦ રૂપિયાની આવક પ્રાપ્ત કરતી...૬૧૧૪ સાળોમાંથી વણકરો એક લાખ ૪૪ હજારની રૂપિયાની આવક મેળવતા."

"દિનાજપુર જીલ્લામાં કાંતનારીઓ દર વર્ષે ૨૫૦,૦૦૦ રૂપિયાનું રૂ ખરીદતી અને તેમાંથી ૧,૧૬૫,૦૦૦ રૂપિયાનું સૂતર તૈયાર કરી દર વર્ષે ૯,૧૫,૦૦૦ રૂપિયાની આવક મેળવતી.

"માત્ર રેશમના વણકરોનાં ૫૦૦ ઘરો દર વર્ષે ૧,૨૦,૦૦૦

રૂપિયાનો માલ તૈયાર કરતાં."

"સુતરાઉ કાપડ દર વર્ષે ૧૬,૭૪,૦૦૦ રૂપિયાની કિંમતનું વણાતું."

"પૂર્ણિયા જીલ્લામાં દર વર્ષે કાંતનારીઓ ૩૦૦,૦૦૦ રૂપિયાનું રૂ ખરીદતી અને ૧૩,૦૦,૦૦૦ રૂપિયાનું સુતર તૈયાર કરતી. તેમનો નફો ૧,૦૦૦,૦૦૦ રૂપિયાનો હોતો.

"રેશમની ૨૦૦ સાળો ચાલતી હતી અને દર વર્ષે ૪૮,૦૦૦ રૂપિયાનો માલ તૈયાર કરતી. તેમાંથી તેમને વાર્ષિક આવક ૧૪,૪૦૦ રૂપિયા રહેતી.

"ઝીણા સુતરાઉ કાપડની ૩૫૦૦ સાળો દર વર્ષે ૫૦૬,૦૦૦ રૂપિયાનો માલ તૈયાર કરતી અને તેમાંથી ૧૪૯,૦૦૦ રૂપિયાનો નફો મેળવતી.

"જાડું કાપડ તૈયાર કરનારી ૧૦,૦૦૦ સાળો દર વર્ષે ૧,૦૮૯,૫૦૦ રૂપિયાનો માલ તૈયાર કરતી અને દર વર્ષે ૩૨૪,૦૦૦ રૂપિયા કમાતી."

# ૩

## સર્વનાશ

અત્યાર સુધી આપણે ભૂતકાળની જાહોજલાલીનું વર્ણન કર્યું. જો કે તેના પરથી આપણે માત્ર થોડો ઘણો અંદાજ જ બાંધી શકીએ છીએ. હવે આપણે અંગ્રેજોના હાથમાં તે જાહોજલાલીની શી વલે થઈ તે જોવું જોઈએ.

અંગ્રેજોએ બંગાળામા કંપનીને માટે વગર જકાતે વેપાર કરવાની છૂટ કેવી રીતે મેળવી તે આપણે "પ્લાસીનું યુદ્ધ" નામના પુસ્તકમા જોઈ ગયા છીએ. તેમજ જેમ જેમ તેમનો પગ બંગાળામાં જામતો ગયો તેમ તેમ બેહદ ધનલોલુપતાથી પ્રેરાઇને તેમણે કેવો ગેરકાયદેસર ખાનગી વેપાર ચલાવવા માંડયો, તે વેપાર અટકાવવા જતાં સિરાજે કેવી રીતે રાજ્ય અને જાન ખોયાં, મીરજાફરના નબળા રાજઅમાં તેઓ જેમ જેમ નિરંકુશ બનતા ગયા તેમ તેમ તેમણે બંગાળાના આખા વેપારનો ઇજારો કેવી રીતે પોતાના હાથમાં લઈ લીધો અને પછી મરજીમા આવે તે ભાવે માલ ખરીદીને

અને મરજીમાં આવે તે ભાવે તે જ માલ વેચીને ભયંકર જુલમો વડે કેવો ગેરકાયદેસર વેપાર ચલાવવા માંડયો તે બધું આપણે જોઈ ગયા છીએ. મીરકાસમે પણ તે વેપાર અટકાવવા જતાં કેવી રીતે રાજ્ય ખોયું તે પણ આપણે જોઈ ગયા. તે બધાં વર્ણનો વાંચ્યા બાદ તે સ્થિતિમાં હુન્નરઉદ્યોગ અને વેપારનું કેવું સત્યાનાશ વળી જાય તેનો થોડો ઘણો ખ્યાલ તો વાંચકને આવી જ ગયો હશે.

અંગ્રેજો પોતાની ધનલોલુપતાને કારણે જે વસ્તુમાંથી અને જે લોકોની મજૂરીમાંથી તેમને ફાયદો મેળવવાનો હતો તેમનો જ નાશ થઈ રહ્યો હતો તે વાત જોવાની જરા પણ તસ્દી લેતા ન હતા. તે જોઈને સોનાનાં ઈંડાં દેનારી મરઘીની વાત સહેજે યાદ આવ્યા વિના રહેતી નથી.

બોલ્ટ્સે ૧૭૧૨ માં લખ્યું છે કે:—

"ઇંગ્લેંડમાં કે હિંદમાં કામ કરનારા અંગ્રેજોમાં લોકહિતની ભાવના છાંટાભર પણ હોય તેમ જરા ય જણાતું નથી. મારા ખિસ્સામાં ઝટપટ કેટલા લાખ રૂપિયા ભરી લઈશ અથવા નબળા નવાબની કંગાળ રૈયતને નીચોવીને મારા કેટલા મામા ફોઈનાઓને ધંધે લગાડી શકીશ, એ વસ્તુઓ જ કંપનીના અમલદારોની નજર આગળ તરવરી રહી છે......આજે એશિયાના બધા પ્રદેશો કંપનીના સટોરિયા અને વેપારીઓના હાથમાં સોંપી દેવામાં આવ્યા છે. એમનો શિકાર કરવાનો તેમનો હક જ હોય એમ મનાય છે. અને વાત એટલે સુધી બગડી ગયેલી છે કે ઇતિહાસમાં જેનો જોટો પણ ભાગ્યે જ મળે એવા કેર વરતાવીને અંગ્રેજો

નાણાંના કોથળા ભરી ભરીને ઇગ્લેંડ પાછા ફર્યા છે અને ત્યાં કોઈ પરગણાના ઉમરાવ કે ઈસ્ટ ઇંડિયાના મોટા વેપારી થઇ બેઠા છે."

દેશમાં ચારે કોર જુલમ અને અંધેરના વાદળાં છવાઈ રહ્યાં હતાં. દરેક અંગ્રેજ જાણે મોટો રાજા હોય તેવી સત્તા ચલાવતો હતો. માલ મોંઘો ખરીદવાની અને સસ્તો વેચવાની દેશી કારીગરોને ફરજ પાડવામાં આવતી અને તેમને કેટલીય ગેરકાયદેસર સજાઓ કરવામાં આવતી કંપનીનો હલકામાં હલકો નોકર પણ મોટો રાજા થઈ પડ્યો હતો. જકાત ખાતાના તમામ કાયદાઓનો ભંગ કરીને ગેરવાજબી વેપાર કરી, અઢળક નફો મેળવી, થોડા સમયમાં ખિસ્સાં તર કરી ઇગ્લેંડ પાછા ફરવું અને મેકોલે લખે છે તેમ "ત્યાં કોઇ ઉમરાવની છોકરીને પરણીને સેન્ટ જેમ્સના મોજશોખી નાચપાર્ટીઓ આપવી" એજ દરેક અંગ્રેજનું ધ્યેય થઈ પડયું હતું.

બંગાળામાં આ જુલમનો તો આરો ઓક વળ્યો હતો. મી. બોલ્ટ્સે તેનો ચિતાર આપતા લખ્યુ છે કે:—

"અહીં અંગ્રેજો ઇગ્લેંડ મોકલવા જે માલ ખરીદી રહ્યા છે તે, દેશી કારીગર અને વણકરો ઉપર એક કાયમના સિતમરૂપ છે. તે કાપડ જુદી જુદી જાતની કનડગતથી અને ત્રાસ વર્તાવીને ખરીદવામા આવે છે... કંપનીનો ગુમાસ્તો ચહેરમાં આવી પડાવ નાખે છે અને પોતાના ઘરને કચેરી કહે છે. ત્યાં પોતાના સિપાઈ મારફતે બધા વણકરોને તે પકડી મંગાવે છે તથા તેમની પાસે અમુક વખતે અમુક માલ

અમુક કિંમતે તૈયાર કરી આપવાનો કરાર કરાવી લઈને બાના તરીકે તેને થોડા રૂપિયા અગાઉથી આપે છે. તે વણકર, બિચારો 'હા' 'ના' કરવા જાય તો તેનું સાભળે છે જ કોણ? તેની પાસે પોતાની ઇચ્છા પ્રમાણેના કાગર ઉપર તેઓ સહી કરાવી લે છે અને જો તે બાના તરીકે અપાતા પૈસા લેવાની ના પાડે છે તો તે પૈસા તેની ગાંઠે બળાત્કારે બાધવામાં આવે છે......તેની પાસે જે કિંમતે માલ લેવાનું ઠરાવ્યુ હોય છે તે કિંમત બજાર ભાવ કરતાં ૧૫ ટકા અને કોઈ વાર તો ૪૦ ટકા જેટલી ઓછી હોય છે "

"પોતાના માલની યોગ્ય કિંમત મળતી ન હોવાથી તથા બજારમાં બીજા યુરોપીય વેપારીઓ તે જ માલનો વધારે ભાવ આપતા હોવાથી જો વણકર, કંપની સાથે કરારથી બંધાવાના પાડતો તો તેને મુશ્કેટાટ બાધી ફટકા મારવામાં આવતા."

"આ રીતે અગાઉથી બળાત્કારે આપેલા તે પૈસા એક વાર લીધા બાદ તે વણકર પોતાનો માલ બીજા કોઈ દેશી કે પરદેશી વેપારીને ન વેચી શકે જો મુકરર કરેલુ કાપડ નક્કી કરેલે વખતે આપવામા વણકર ગફલત કરે તો માલ જલદી તૈયાર કરાવવા માટે તેના ઉપર પહેરો મૂકવામાં આવે છે અને તે માટે વણકર પાસેથી જ દિવસ દીઠ એક આનો દંડ તરીકે લેવામાં આવે છે જો તે પોતાનો માલ વધારે ભાવ ઉપજાવવા ચોરી છૂપીથી બીજા વેપારીને વેચી દે તો તેને પકડી જઈ, ફોજદારી કાયદા પ્રમાણે તેના પર કામ ચલાવી, તેને દંડ કે કેદની શિક્ષા કરવામા આવે છે "

"કેટલીય વાર વણકરોનું ઇરાદાપૂર્વક અપમાન કરવામાં

આવતું અને હાથેપગે બેડી નાખી તેમને શહેરની પોળે પોળે ફેરવવામાં આવતા. કેટલીક વાર તો તેમને લૂંટી લેવા માટે જ, તેમણે પોતાનો માલ બીજા વેપારીને વેચ્યો છે એમ ઠરાવી તેમને ઘેર જપ્તી લઈ જઈ તેમનાં વાસણકૂસણ વગેરે લૂંટી લઈ વેચી નાખવામાં આવતું."

આ બધા જુલમનું પરિણામ એ આવ્યું કે દેશના ઉદ્યોગધંધા અને કારીગરી તદ્દન કચરાઈ જાય તેટલા દાબ તેના ઉપર મુકાયા. બિચારા વણકરોને ઘણી જ ઓછી રોજીએ, માત્ર અંગ્રેજો માટે જ કામ કરવાની ફરજ પડતી. આને કારણે કેટલાય વણકરો પોતાનો બાપીકો ધંધો કે રહેઠાણ છોડી દેવાનું વધારે પસંદ કરતા.

રીચર્ડે એટલે સુધી લખેલું છે કેઃ—

"વણકરો પોતાનો ધંધો છોડીને બહાર ન ચાલ્યા જાય તે ખાતર અંગ્રેજ અધિકારીના પરવાના સિવાય તેમને શહેરના દરવાજામાંથી બહાર જવા દેવામાં આવતા નહિ."

મી. બોલ્ટ્સ સાક્ષી પૂરે છે કેઃ—

"જંગલકરીની આસપાસ આવેલાં પરગણાંમાં જુલમ શરૂ થવાથી એકી સાથે ૭૦૦ વણકર કુટુંબો પોતાનાં ઘરબાર અને ધંધાપાણી છોડીને જતાં રહ્યાં છે....નગોડ જાતના રેશમનાં કોકડાં ભરનારાઓએ તેઓની પાસે બળાત્કારે કામ ન કરાવવામાં આવે તે ખાતર પોતાના અંગૂઠા કાપી નાંખ્યાના પણ ઘણા દાખલા જાણવામાં આવ્યા છે."

બંગાળાના ગવર્નર વરસ્ટે જ ૧૭૬૭ માં લખ્યું છે કેઃ—

"વણકરોની મોટી સંખ્યા પોતાના ધંધાને હંમેશને માટે તિલાંજલિ આપી, જીવનનિર્વાહ માટે કોઈ ઓછા જોખમવાળા ધંધા શોધવા ફાંફાં મારે છે."

દહાડે દહાડે વધતી જતી હાડમારી અને હેરાનગતિને લીધે ઘણે સ્થળે આખાં બજારો ને બજારો ઉજ્જડ થઈ ગયાં હતાં.

પરંતુ તે દરમ્યાન અંગ્રેજોને પોતાના જુલમો વધારવાનું એક નવું કારણ મળ્યું. તે વરસો દરમ્યાન ઇંગ્લેંડમાં કાંતવા વણવાના સંચાઓ શોધાવા લાગ્યા હતા. ૧૭૬૦ માં ફ્ટકાસાળ, ૧૭૬૪ માં કાંતવાની મિલ, ૧૭૬૫ મા સંચાસાળ અને ૧૭૬૮ મા વરાળયંત્રની શોધો થઇ ગઇ હતી. હિંદમાંથી સોનાના ઢગલાઓ ઠલવાઈને ઇંગ્લેંડમાં જે મૂડી એકઠી થઈ હતી તે મૂડીને પ્રભાવે આ શોધો ઇંગ્લેંડમાં ઊભી થઈ શકી.

બ્રુકસ આડમ્સે લખ્યું છે કેઃ—

"હિંદુસ્તાનમાંથી લૂંટી આણેલી આટલી બધી મૂડી જો ઇંગ્લેંડમાં એકઠી ન થઈ હોત તો તે બધી શોધો અને તેમને શોધનારા સાથે જ કબરમા દટાયા હોત. કારણ કે એવી બધી શોધો તો જમાના થયાં ક્યારનીય થઈ ગયેલી હોય છે. માત્ર તેમને મૂર્તસ્વરૂપ લેવા માટે એક જગાએ મોટા પ્રમાણમાં મૂડી એકઠી થવાની જરૂર હોય છે. પ્લાસીના યુદ્ધ પહેલાં ઇંગ્લેંડમાં તેવી મૂડી હતી જ નહિ. પરંતુ તે યુદ્ધ થયા પછી ઇંગ્લેંડમાં જે સોનાનો ધોધ શરૂ થયો તેને પરિણામે તે બધા ઉદ્યોગો ઇંગ્લેંડમાં ઊભા થઈ શક્યા."

આ રીતે હિંદુસ્તાનને જ પૈસે તે મિલો ઊભી થયા બાદ, તેમાંથી નીકળતો માલ બહારનાં બજારોમાં ખપાવવાનો સવાલ ઊભો થયો. નેપોલિયને તે અરસામાં ઇંગ્લેંડનો માલ યુરોપમાં ન વેચાય તેવો ઘેરો ઘાલેલો હોવાથી ઇંગ્લેંડના લોકોએ પોતાની નજર પોતાના હાથમાં સપડાયેલા હિંદુસ્તાન તરફ ફેરવી.

પરંતુ હિંદુસ્તાન કોઈ જંગલી, કળાહુનર વિનાનો દેશ ન હતો. આખી દુનિયામાં જ્યારે કોઈ રૂને ઓળખતું ન હતું ત્યારે હિંદુસ્તાન પોતાના કાપડ અને કળા વડે બધાને ઢાંકતું હતું. એટલું જ નહિ પણ ઇંગ્લેંડના કારખાનામાં બનેલા માલ કરતાં પણ તે પોતાનો માલ ખુદ ઇંગ્લેંડમાં સોંઘો વેચી શકતું હતું.

મી. રોબર્ટ બ્રાઉને પોતાની જુબાનીમાં જણાવ્યું હતું —

" ઇંગ્લેંડના કારખાનામાં બનેલી બ્રિટીશ કેલીકો કરતાં તે જ જાતનો હિંદી માલ ૩૦ થી ૬૦ ટકા સસ્તો પડે છે."

તે કારણથી તો ઇંગ્લેંડ આવતો હિંદી માલ અટકાવવા પહેલાં જણાવ્યું છે તેમ જકાતોના અને બંધીના કાયદા કરવા પડ્યા હતા.

૧૮૧૨ માં લોર્ડ વેલેસ્લીએ જણાવ્યું હતું કે " જો હિંદનો માલ ઇંગ્લેંડમાં ભારે જકાત વિના દાખલ થવા દેવામાં આવશે તો આપણા દેશના ઉદ્યોગ-ધંધાનું નખોદ નીકળી જશે."

હિંદુસ્તાનના જેવો માલ ઇંગ્લેંડમાં બનાવતાં ૫૦ થી ૬૦ ટકા મોંઘો પડતો.

ઇતિહાસકાર વિલ્સને લખ્યું છેઃ—

"હિંદુસ્તાનનો સૂતરાઉ અને રેશમી માલ ઇંગ્લેંડમાં બનેલા તેવા માલની સરખાણીમાં ઇંગ્લેંડના બજારમાં ૫૦ થી ૬૦ ટકા સોઘો વેચી શકાતો. આ કારણથી હિંદી માલ ઉપર ૬૦ થી ૮૦ ટકા જકાત નાખીને અથવા તેને આવતો બિલકુલ અટકાવીને ઇંગ્લેંડના માલનું રક્ષણ કરવું પડ્યું.... જો આમ ન કરવામાં આવ્યું હોત તો પેઇસ્લી અને મંચેસ્ટરનાં કારખાનાં શરૂ થતાંની સાથે જ બંધ થઇ જાત અને પાછળથી વરાળની મદદથી પણ ભાગ્યે જ ચાલુ કરી શકાત. હિંદી કારીગરીને ભોગે ભોગી કરીને એ મિલો ઊભી કરવામાં આવી છે. જો હિંદ સ્વતંત્ર હોત તો તેણે આનું સાટું વાળ્યું હોત અને પોતાને ત્યાં આવતા બ્રિટિશ માલ ઉપર પણ અટકાયતી જકાતો નાખીને પોતાની કારીગરીનો નાશ થતો અટકાવ્યો હોત. પણ તે પરાધીન બન્યું હતું. તેને તેમ કરવાની છૂટ ન હતી."

ઉપરના ફકરામાં હિંદુસ્તાનનો ધીકતો ઉદ્યોગ નાશ કરીને તેને પોતાને જ પરદેશનાં કપડાં પહેરતો ઇંગ્લેંડે શી રીતે કર્યો તેની ચાવી મળી જાય છે. હિંદુસ્તાન ઇંગ્લેંડના હાથમાં સપડાયું હતું—એ વાક્યમાં જ હિંદુસ્તાનની તેની વલે શી રીતે થઈ તેનો ઉકેલ મળી રહે છે.

મી. રીચર્ડ્ઝે પોતાની જુબાનીમાં ઇંગ્લેંડે હિંદુસ્તાન પ્રત્યે કરેલા અન્યાયને સચોટ શબ્દોમાં વર્ણવી બતાવ્યો છેઃ—

"અંગ્રેજ અને હિંદી બંને બ્રિટિશ રૈયત હોવા છતાં...... બ્રિટિશ માલ કાંઈ પણ જકાત ભર્યા સિવાય

જ હિન્દમાં દાખલ કરવામાં આવે છે, જ્યારે હિંદી માલ ઇંગ્લેંડમાં દાખલ થતાં તેના પર સખત જકાત નાખવામાં આવે છે. કેટલીક હિંદી વસ્તુઓ ઉપર ૧૦૦ થી માંડીને ૬૦૦ ટકા સુધીની જકાત નાખવામાં આવી છે. અને કોઈ કોઈ વસ્તુ ઉપર તો ૨૦૦૦ ટકાથી પણ વધારે જકાત નાખેલી છે."

આમ એક બાજુ અંગ્રેજોએ હિંદુસ્તાનનો પરદેશી વેપાર આવી ભારે જકાતો અને સખત પ્રતિબંધોથી કચરી નાખ્યો અને બીજી બાજુ હિંદુસ્તાનમાં પણ તેને ગૂંગળાવી નાખવા તથા આ બ્રિટિશ માલ દાખલ થઈ શકે તેવી સ્થિતિ ઊભી કરવા તેવાં જ ,જુલમ અને અન્યાયથી ભરેલાં પગલાં ભરવા માંડ્યાં.

તે હેતુથી હિંદુસ્તાનમાં બનતા ગામડી માલ ઉપર અંગ્રેજોએ ભારે મુલકી જકાતો અને તરેહ તરેહના જુલમી કરો નાખવાના શરૂ કર્યા. એ જકાતનું સામાન્ય સ્વરૂપ ટોલ જેવું હતું. તેના દરમાં એકદમ સખત વધારો કરી મૂકવામાં આવ્યો. મી. રૅન્કલીનની ગણતરી પ્રમાણે કેટલાક ભાગોમાં સુતરાઉ કાપડ પર ૧૭½ ટકા જકાત ચડતી— ૫ ટકા ર ઉપર, ૭½ ટકા સૂતર ઉપર અને ૨½ ટકા તૈયાર માલ પર. વળી તે માલ જો રંગે તો તેના પર વધારાના ૨½ ટકા ચોટતા.

વળી વણાટને લગતા હુન્નરધંધા કરનારા તમામ કારીગરો અને વેપારીઓ તેમ જ બીજા પણ લુહાર કંસારા વગેરે કારીગરો અને રસ્તે ફરતા નાના ફેરિયાઓ ઉપર...

એક સુતાર્ટી નામનો જુદો કર નાખવામાં આવ્યો. તે કર કેટલો જુલમી હતો તેનું વર્ણન મી. ડાઈક્સે કરેલું છેઃ—

"ખેડૂત સિવાયનો લગભગ દરેક માણસ આ કરને પાત્ર ગણાય છે. કોઈ ઘરડી ડોસી શાકનો ટોપલો લઈ વેચવા બેસે તો તેને પણ વેપારી તરીકેનો કર આપવો પડતો. ત્યારે ગોરા વેપારીને દમડી પણ કર ભરવો પડતો નહિ." વરસે માંડ પોતાનું પેટ પૂરું કરનારી આ ડોસી અને હજારો અને લાખોનો વેપાર કરનાર અંગ્રેજ—આ બે વચ્ચે કરેલા આ તફાવતને કારણે પરિણામ એ આવ્યું કે હિંદના નાના મોટા સર્વ વેપારઉદ્યોગ ધીમે ધીમે તૂટતા ગયા. સાદામાં સાદાં રેંટિયો અને શાળ જેવાં સાધનો ઉપર પણ આ કર ચોટતો.

ડૉ. બુકાનને લખ્યું છેઃ—

"સાળ ઉપર જે જકાત નાખવામાં આવી હતી તેની વિરુદ્ધ વણકરોએ ભારે પોકાર ઉઠાવ્યો હતો. આ કર ઉઘરાવવાને બહાને અંગ્રેજ નોકરોને ઝૂંપડાના ખૂણામાં રેંટિયો કાંતતી ડોસીથી માંડીને તે મોટા વેપારી સુદ્ધાંના ઘરમાં ઘૂસવાની અને તેમના ઘરની ઝડતી લેવાને બહાને તેમને લૂંટવાની જબરી તક મળતી."

ટૂંકામાં ઇંગ્લેંડે પોતાને હિંદમાં મળેલી રાજસત્તાનો ઉપયોગ હિંદુસ્તાનના વેપાર ઉદ્યોગોને તોડી પાડી પોતાનો માલ ત્યાંના બજારમાં ઘૂસાડવા માટે પૂરેપૂરો કર્યો.

વણિકોનું પેટાંના દેશમાં રાજ્ય થાય ત્યાર પછી તેઓ ગમે તેવી અશક્ય વસ્તુને પણ શક્ય કરી બતાવે તેમાં

કોઈ નવાઈ નથી. હિંદુસ્તાન ઇગ્લેંડના રાક્ષસી પંજામાં સપડાયું હતું એટલે તેને હિંદુસ્તાનનો જમાનાઓથી ચાલી આવેલો કાપડનો ઉદ્યોગ તોડી પાડીને પોતાનો માલ ત્યાં ઘુસાડવામાં કશી જ મુશ્કેલી ન આવી.

પરિણામે સર ચાર્લ્સે કહ્યું તે પ્રમાણે:—

"પરદેશનાં બજારોમાં જતું બંગાળાનું કાપડ દર વર્ષે એક કરોડ રૂપિયાની કિંમત જેટલું ઓછું થઈ ગયું છે અને દેશમાં જ વપરાતું (સુતર સાથે) ૮૦ લાખ જેટલું ઓછું થઈ ગયું છે. એટલે કે કુલ ૧ કરોડ ૮૦ લાખ જેટલું ઓછું થઈ ગયું છે."

પરિણામે લાખો વણકરો ધંધા વગર રઝળતા થઈ ગયા.

સર ચાર્લ્સ ટ્રેવેલ્યને જ લખ્યું છે:—

"દર વર્ષે ૧ કરોડ ૮૦ લાખ રૂપિયાનો માલ બનાવનારા આ કારીગરો માટે બીજા ધંધા ખુલ્લા નહિ કરીએ તો તેમનું શું થશે?"

"પણ આ પ્રમાણે ધંધો નાશ પામવાથી ભૂખે મરતા થયેલા લાખો લોકોને બચાવવા હિંદુસ્તાનની ખ્રિસ્તી સરકારે પોતાની ટચલી આંગળી પણ હલાવી નહિ. તેમ કરવાથી તેમને શો લાભ? ઊલટું જેમ જેમ વિલાયતની માલની આયાત દેશમાં વધતી ગઈ તેમ તેમ તેઓ કાખલીઓ ફૂટતા ફૂટતા પોતાની જાતને શાબાશી આપવા લાગ્યા અને કહેવા લાગ્યા કે "જુઓ, હિંદુસ્તાન કેવું સુધરતું જાય છે!"

તે જ વખત દરમ્યાન અંગ્રેજો પોતાના દેશમાં પોતાના

માલને ઉત્તેજન આપવા શું કરી રહ્યા હતા તે લંડનના જ વેપારીઓએ ડીરેક્ટરોને લખેલા કાગળમાં લખી જણાવ્યું છેઃ—

" પહેલાં હિંદુસ્તાનથી ઇંગ્લેંડ આવતા રેશમી માલ ઉપર સેંકડે ૨૫ ટકા જકાત લેવામાં આવતી હતી. હવે ઇંગ્લેંડમા તૈયાર થતા રેશમી કાપડને પરદેશ ચડાવતી વખતે તેટલી જ એટલે કે સેંકડે ૨૫ ટકા રાજ્ય તરફથી મદદ આપવામાં આવે છે."

બીજી બાજુ અંગ્રેજોએ હિંદુસ્તાનથી ઇંગ્લેંડ ચડતો કાચો માલ ત્યાં સસ્તો પડે તે માટે હિન્દુસ્તાનમાં તેના ઉપરથી તમામ પ્રકારની જકાતો માફ કરી હતી. તે જ માલ દેશી કારીગરને કે વેપારીને જોઈએ તો તેના પર પારાવાર જકાતો ચડતી. પરંતુ તે માલ ઈંગ્લેંડ જવાનો હોય તો ઊલટી તેને સગવડ કરી આપવામાં આવતી. હિંદી માલ ઉપર દેશની અંદર જે રાહદારી વેરા અને જકાતો નાખવામા આવી હતી તે બધી દેશના ઉદ્યોગોને ગૂંગળાવી નાખવાના હેતુથી જ નાખવામા આવી હતી. અને તે ઉઘરાવવામા પણ અંગ્રેજ અમલદારો દેશી વેપારીઓને એટલો બધો ત્રાસ આપતા તથા એટલી મોટી લાંચો લેતા કે છેવટે અંગ્રેજોને જ બેન્ટીકના વખતમાં તેની તપાસ કરવા એક ખાસ અમલદાર રોકવો પડ્યો. તેણે તે વખતે જે રિપોર્ટ કર્યો છે તે વાચતાં અંગ્રેજોએ દેશી વેપારઉદ્યોગને ગૂંગળાવી નાખવા કેવી જાળ પાથરી હતી તે બરાબર સમજાય છે.

"મુલકની અંદર આવજા કરતા માલ ઉપર દેશી રાજાઓ

પણ રાહદારી જકાતો કે દાણ લેતા. પરંતુ તે એટલી થોડી હતી કે દાણચોરી કરીને પોતાનો માલ લઈ જવાનું કોઈને મન થતું નહિ. તેમ જ અમલદારોને પણ વેપારીનો માલ તપાસવાનું કારણ રહેતું નહિ તેમા પાસની પણ જરૂર પડતી ન હતી. તેમજ તે ટોલ ૪૦, ૫૦, કે ૬૦ માઇલે ભરવાના હોતા એટલે માલ જેટલો દૂર લઈ જવામાં આવે તે અંતર ઉપર જ જકાત ભરવી પડતી અને તે પણ મુસાફરીમાં જેમ જેમ માલ આગળ વધતો જાય તેમ તેમ હપ્તે હપ્તે આપવી પડતી.

"પણ અંગ્રેજોએ તો દૂરની કે ટૂંકી ગમે તેવી મુસાફરી માટે એક સરખો જ ટોલ નક્કી કર્યો અને તે પણ એક સામટો જ પહેલેથી લેવાનું ઠરાવ્યું. તેમજ તેમા વધારો પણ ખૂબ કરી દીધો. એટલે હિંદી વેપારીઓને અંગ્રેજી રાજ્યની ઉત્તમતા અને તેના લાભોનો પ્રથમ નમૂનો એ મળ્યો કે તેમને પોતાના માલ ઉપર પહેલાં કદી ભરવી પડતી નહતી તેટલી મોટી જકાત ભરવાની આવી.

"હવે બીજો મુદ્દો પાસ અથવા રવાનાનો છે. વેપારી પોતાનો માલ મોકલે તે વખતે પાસ કઢાવી લે છે. પણ ત્યાર બાદ તેની પજવણીનો પાર જ રહેતો નથી. ધારો કે એક વેપારી ફતેહગઢથી એક વહાણ ભરીને કલકત્તા માલ મોકલે છે. હવે કલકત્તા પહોંચ્યા બાદ તે માલ જો સામટો ન વેચાઈ જાય તો પહેલાં લીધેલો પાસ નકામો થઈ જાય છે. અને તેને જકાતઓફિસે જઈ જુદા જુદા માણસોને વેચેલા માલના જુદા જુદા જથાઓ

માટે જુદા જુદા પાસ કઢાવવા પડે છે. તે બદલ તેના ઉપર સેંકડે અર્ધા રૂપિયા જેટલી વધારાની જકાત લેવામાં આવે છે.

"તે જકાત તો વધારે નથી પણ જકાતઓફિસમાં જવામાં જે વખત બગડે છે, માલ વેચવામાં જે ડખલ નડે છે અને માલ ખસેડવાની મુશ્કેલી વેઠવી પડે છે તે જ મુખ્ય વસ્તુ છે. વળી તે પાસ એક વર્ષ સુધી જ ચાલી શકે. તે વખત સુધીમાં માલ વેચાઈ ગયો ન હોય તો વેપારીને પાસ નવો કઢાવવો પડે છે તથા પોતાનો માલ પાસમાં લખેલો છે તે જ છે એમ સાબિત કરી આપવું પડે છે. ત્યાર બાદ સેંકડે અર્ધો રૂપિયો ભરવાથી નવો પાસ બદલી આપવામાં આવે છે. જો તે તેમ ન કરે તો તેની પાસેથી તમામ જકાત ફરી લેવામાં આવે છે. આમ પોતાનો માલ પાસમાં લખેલો છે તે જ છે એમ સાબિત કરવાની મુશ્કેલી, જકાતઓફિસની તપાસમાં થતી ઢીલ અને એ કારણે બગડતો વખત—એ બધાની ડખલ એટલી બધી હોય છે કે ઘણા ખરા વેપારીઓ ઓછું નુકસાન ગણીને બધી જ જકાત ફરી ભરી લે છે... ... ...

"પાસની આ પદ્ધતિથી વેપારીને બીજી પણ ઘણી મુશ્કેલીઓ નડે છે. તેમાંની એક હું અહીં જણાવીશ. ઘણા દાખલાઓમાં વેપારીઓ જકાત ભરીને પાસ કઢાવી શકે તેમ હોતું જ નથી. જ્યારે તેઓ મેળાઓમાં કે ગુજરીઓમાં (જે ઘણી વાર જકાતઓફિસથી ૫૦ કે ૮૦ માઈલ જેટલે પણ દૂર હોય છે) જવાના હોય છે

પણ રાહદારી જકાતો કે દાણ લેતા. પરંતુ તે એટલી થોડી હતી કે, દાણચોરી કરીને પોતાનો માલ લઈ જવાનું કોઈને મન થતું નહિ. તેમ જ અમલદારોને પણ વેપારીનો માલ તપાસવાનું કારણ રહેતું નહિ. તેમાં પાસની પણ જરૂર પડતી ન હતી. તેમજ તે ટોલ ૪૦, ૫૦, કે ૬૦ માઇલે ભરવાના હોતા એટલે માલ જેટલો દૂર લઈ જવામાં આવે તે અંતર ઉપર જ જકાત ભરવી પડતી અને તે પણ મુસાફરીમાં જેમ જેમ માલ આગળ વધતો જાય તેમ તેમ હપ્તે હપ્તે આપવી પડતી.

"પણ અંગ્રેજોએ તો દૂરની કે ટૂંકી ગમે તેવી મુસાફરી માટે એક સરખો જ ટોલ નક્કી કર્યો અને તે પણ એક સામટો જ પહેલેથી લેવાનું ઠરાવ્યું. તેમજ તેમાં વધારો પણ ખૂબ કરી દીધો. એટલે હિંદી વેપારીઓને અંગ્રેજી રાજ્યની ઉત્તમતા અને તેના લાભોનો પ્રથમ નમૂનો એ મળ્યો કે તેમને પોતાના માલ ઉપર પહેલાં કદી ભરવી પડતી નહતી તેટલી મોટી જકાત ભરવાની આવી.

"હવે બીજો મુદ્દો પાસ અથવા રવાનાનો છે. વેપારી પોતાનો માલ મોકલે તે વખતે પાસ કઢાવી લે છે. પણ ત્યાર બાદ તેની પજવણીનો પાર જ રહેતો નથી. ધારો કે એક વેપારી ફતેહગઢથી એક વહાણ ભરીને કલકત્તા માલ મોકલે છે. હવે કલકત્તા પહોંચ્યા બાદ તે માલ જો સામટો ન વેચાઈ જાય તો પહેલાં લીધેલો પાસ નકામો થઈ જાય છે. અને તેને જકાતઑફિસે જઈ જુદા જુદા માણસોને વેચેલા માલના જુદા જુદા જથાઓ

માટે જુદા જુદા પાસ કઢાવવા પડે છે. તે બદલ તેના ઉપર સેંકડે અર્ધા રૂપિયા જેટલી વધારાની જકાત લેવામાં આવે છે.

"તે જકાત તો વધારે નથી પણ જકાતઑફિસમાં જવામાં જે વખત બગડે છે, માલ વેચવામાં જે ડખલ નડે છે અને માલ ખસેડવાની મુશ્કેલી વેઠવી પડે છે તે જ મુખ્ય વસ્તુ છે. વળી તે પાસ એક વર્ષ સુધી જ ચાલી શકે. તે વખત સુધીમાં માલ વેચાઈ ગયો ન હોય તો વેપારીને પાસ નવો કઢાવવો પડે છે તથા પોતાનો માલ પાસમાં લખેલો છે તે જ છે એમ સાબિત કરી આપવું પડે છે. ત્યાર બાદ સેંકડે અર્ધો રૂપિયો ભરવાથી નવો પાસ બદલી આપવામાં આવે છે. જો તે તેમ ન કરે તો તેની પાસેથી તમામ જકાત ફરી લેવામાં આવે છે. આમ પોતાનો માલ પાસમાં લખેલો છે તે જ છે એમ સાબિત કરવાની મુશ્કેલી, જકાતઑફિસની તપાસમાં થતી ઢીલ અને એ કારણે બગડતો વખત–એ બધાની ડખલ એટલી બધી હોય છે કે ઘણા ખરા વેપારીઓ ઓછું નુકસાન ગણીને બધી જ જકાત ફરી ભરી લે છે... ... ...

"પાસની આ પદ્ધતિથી વેપારીને બીજી પણ ઘણી મુશ્કેલીઓ નડે છે. તેમાંની એક હું અહીં જણાવીશ. ઘણા દાખલાઓમાં વેપારીઓ જકાત ભરીને પાસ કઢાવી શકે તેમ હોતું જ નથી. જ્યારે તેઓ મેળાઓમાં કે ગુજરીઓમાં (જે ઘણી વાર જકાતઑફિસથી ૫૦ કે ૮૦ માઈલ જેટલે પણ દૂર હોય છે) જવાના હોય છે.

ત્યારે પોતે કેટલો માલ ખરીદવાના છે કે કયી જાતનો માલ ખરીદવાના છે તે આગળથી કહી શકે તેમ હોતું નથી. કારણ કે મેળામાં ગયા બાદ પહેલાં નહિ ધારેલી એવી કોઈ ચીજ ખૂબ સસ્તી માલમ પડે તો તે ત્યાંથી તેને ખરીદ કરે જ. પછી આગળ આવતી જકાતઓફિસમાં કર ભરી દેવાના પ્રમાણિક ઇરાદાથી જ ખરીદેલો માલ લઈને તેઓ પાછા આવવા નીકળે. પણ કમનસીબે જકાતઓફિસ સુધી પહોંચતા પહેલાં જ વચ્ચે ચોકીઓ વટાવવાની હોય છે અને કાયદા પ્રમાણે પાસ વિનાનો માલ ચોકી આગળ પકડાતાં જપ્ત કરી લેવામાં આવે છે.

"દાણચોરી ન થાય તે માટે આવી અસંખ્ય ચોકીઓ સ્થાપવામા આવી હતી. તે દરેક ઠેકાણે તે માલ પાસમાં જણાવ્યા પ્રમાણેનો જ છે કે નહિ તે તપાસવા નોકરો રાખવામાં આવ્યા હતા......આ ચોકીવાળાઓને કેટલી સત્તા આપવામાં આવી હતી તેનો હવે આપણે વિચાર કરીએ. તેમને માલની પૂરેપૂરી તપાસ કરવાનો હક હતો. માલની જાત, જથ્થો, સંખ્યા, બંડલોની વિગત–માલની કિંમત ઇ. બધું પાસ પ્રમાણે મળતું આવે છે કે નહિ તેની તેમને ખાત્રી કરી લેવાની હતી......આમ ખર્ચ તેમ જ સમયની બાબતમાં વેપારીને એટલી બધી મુશ્કેલી નડે કે દેશનો આખો વેપાર જ ભાગી પડે એ દેખીતું છે.

"આપણે ચારે બાજુથી લોકોની વધતી જતી ગરીબાઈની તથા દેશના વેપારઉદ્યોગો ભાગી પડવાની બૂમો સાંભળીએ છીએ. પણ તેમાં નવાઈ પામવા જેવું શું છે?

આપણી મુલકી જકાતોને કારણે વેપારીઓને જે અસહ્ય મુશ્કેલીઓ વેઠવી પડે છે તેનાથી બીજું શું પરિણામ આવે?......આ કારણે દેશમાં વેપારીનો ધંધો જ અકારો તેમ જ હીણપતભર્યો થઈ ગયો છે. કારણ કે મોટામાં મોટા પ્રતિષ્ઠિત વેપારીને હલકામાં હલકા ટોલવાળા સિપાઈના પંજામાં સપડાવું પડે છે.

"દિલ્હીના કેટલાક વેપારીઓએ બનારસ સાથે શાલનો વેપાર શરૂ કર્યો હતો. પણ તેમનો માલ કોઈ ને કોઈ જકાત ઓફિસમાં કે ચોકીમાં રોકી રાખવામાં આવ્યાથી મોટી ખોટ આઈ તે ધંધો તેમને છોડી દેવો પડ્યો. હિન્દુસ્તાનના ગરીબ વતનીઓ બીજા જુલમો અને કનડગતોની પેઠે આને પણ વેઠી લે છે. કારણ કે તેમને ખાત્રી થઈ ગઈ હોય છે કે તેમને કશી જ દાદ મળવાની નથી.

"આ પદ્ધતિની ઉદ્યોગ ઉપર એ અસર થાય છે કે કોઈ પણ ઉદ્યોગ મોટા પ્રમાણમાં ચલાવી શકાતો નથી. તેમજ તેને લગતી બધી ક્રિયાઓ એક જ જગાએ બહુ નાના પ્રમાણમાં કરવી પડે છે. ભલે પછી તે જગાએ તેનો કેટલોક ભાગ તૈયાર કરનારા કારીગરો જ ન મળતા હોય કે તેને જોઈતું યોગ્ય સ્થાન પણ ન હોય. કારણ કે મોટા પ્રમાણમાં ઉદ્યોગ ચલાવવો હોય તો તેને જોઈતી સામગ્રી બહુ દૂરથી લાવવી પડે. એટલે તેના ઉપર બમણી જકાત ચડે. એક તો કાચા માલ ઉપર તેમજ બીજી તૈયાર થયેલી વસ્તુ ઉપર."

બીજી બાજુ હિંદુસ્તાનથી જે કાચો માલ ઇંગ્લેંડ ચડે તેના ઉપર કશી જ જકાત ભરવાની નહોતી. તેમજ તેને ચોકીઓના ત્રાસ પણ વેઠવાના ન હતા. એટલે લોકો તેમાંથી પાકો માલ તૈયાર કરવાનો ઉદ્યોગ કરવાને બદલે તેને પરદેશ વેચી નાખવામાં જ વધારે સગવડ માને. તેમજ પરદેશી માલ હિંદુસ્તાનમાં વેચનાર અંગ્રેજ વેપારી કે તેના આડતિયાને જકાત કે ચોકીની જરા પણ તકલીફ વેઠવાની ન હતી એટલે તે વસ્તુઓ સસ્તી મળે એમાં પણ નવાઈ નથી.

મી. શોરેજ લખ્યું છેઃ—

"આપણે હિન્દુસ્તાનમાથી રૂ લાવીને તેનું કાપડ ઇંગ્લેંડમાં તૈયાર કરી હિંદુસ્તાન પાછું મોકલી ત્યાંના કાપડ કરતાં પણ સસ્તું વેચીએ છીએ. એવું અદ્‌ભુત કામ કરવામાં અંગ્રેજ લોકોની બુદ્ધિએ......મેળવેલી સફળતાનાં બણગાં આપણે વર્ષો થયાં ફૂંક્યા કરીએ છીએ. પણ ઉપર જણાવેલી અસલ પદ્ધતિ પ્રમાણે આપણે હિંદુસ્તાનમાં ત્યાંના વેપાર-ઉદ્યોગને કચરી નાખતા હોઇએ અને બીજી બાજુ ઇંગ્લેંડમાં ત્યાંના માલની બંધી કરતા હોઈએ તો પછી એમ જ બને તેમાં આશ્ચર્ય શું છે? ઊલટું આવું ને આવું જો થોડા વખત વધારે ચાલ્યું તો થોડાં વર્ષ પછી ત્યાંની વસ્તીને ખાવા જેટલું અનાજ, તેને રાંધી ખાવા માટે બે ચાર ઠીકરાં અને પહેરવા માટે બે ધાગા–એ સિવાય બીજું કશું જ ત્યાં ઉત્પન્ન નહિ થતું હોય એવી સ્થિતિ આવશે."

બીજી બાજુ અંગ્રેજોએ હિંદુસ્તાનથી ઇંગ્લેંડ ચડતું

રૂ અને રેશમ વગેરે કાચો માલ ત્યાં સસ્તો મળે તે માટે તરેહ તરેહના ઉપાયો અને જુલમો શરૂ કર્યા.

લોર્ડ વેલેસ્લીએ પોતાના સમયનો એક દાખલો આપીને જણાવ્યું છે કેઃ—

"૧૮૨૭ માં ઇંગ્લેંડથી ઘણી ખૂમ આવવાને કારણે હિંદુસ્તાનથી ઇંગ્લેંડ ચડતા (કાચા) માલની કિંમતના ભાવમાં ઘટાડો કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો અને બધે જ ઠેકાણે વેચનારની ઇચ્છા કે તેના હિતનો ખ્યાલ કર્યા વિના પોતાની એટલે કે માલ ખરીદનારની મરજી અનુસાર ભાવ ઠરાવવાના હુકમો આપી દેવામાં આવ્યા.

"જ્યારે રાજા વેપાર કરવા માંડે અથવા વેપારીના હાથમા રાજસત્તા આવે ત્યારે કોઈ પણ સંજોગોમાં અને દરેક દાખલામાં રાજસત્તાનો દુરુપયોગ જ થાય અને તેને પોતાનું હિત સાધવા માટે વાપરવામાં આવે જ."

હિંદુસ્તાનમા ગવર્નર જનરલ બનેલા મોટામાં મોટા અંગ્રેજ અમલદારના ઉપર ટાંકેલા વાક્ય ઉપર જરાય ટીકા કરવાની જરૂર નથી. હિંદુસ્તાનના વેપારઉદ્યોગનો નાશ કરી અંગ્રેજી માલ કેવી રીતે દેશમાં ઘુસાડવામાં આવ્યો, તે પ્રશ્નનો જવાબ તેમાં મળી જાય છે.*

* આ ભાગ તૈયાર કરવામા મુખ્યત્વે 'ખાદી નિબંધ' અને 'હિંદુસ્તાનના વેપારઉદ્યોગનો નાશ' એ બે પુસ્તકનો આધાર લેવામાં આવ્યો છે.

# પરિશિષ્ટ

## થોડોક મત ભેદ

આ સમયના ઇતિહાસમાં આંકડા બાબત જુદા જુદા લેખકો વચ્ચે કેટલોક મતભેદ જોવામા આવે છે. પુસ્તકમાં જે આંકડા આપ્યા છે તે પ્રમાણમૂલક છે એમ જરૂર કહી શકાય પરંતુ જુદા જુદા લેખકો વચ્ચે કોને વધુ પ્રમાણભૂત ગણવો તે કોઈ વાર મુશ્કેલ થઈ પડે છે. જેમકે મીરજાફરને ૧૨૦૦૦ પાયદળ અને ૧૨૦૦૦ ઘોડેસવાર લશ્કર રાખવાની છૂટ રાખવામાં આવી એમ અમે લખ્યું છે. તે સંખ્યાને મિલ, ટોરંટ્સ વગેરે લેખકોનો ટેકો છે. પરંતુ એલ્ફિન્સ્ટન માત્ર ૬૦૦૦ ઘોડેસવાર જણાવે છે।

તે જ પ્રમાણે અંગ્રેજોને દીવાની મળ્યા બાદ તેમણે નવાબને જે ૫૩ લાખનું સાલિયાણું બાંધી આપ્યું હતું તે કોના સમયમાં કેટલું ઘટાડવામાં આવ્યું હતું તે વિષે પણ મતભેદ છે. સરદેસાઈના પુસ્તકમા તો ગ્રંથની અંદર જ ૬૩૦ મે પાને અને ૬૪૧ મે પાને વિરોધી વાતો લખેલી છે. અમે જે રકમો સ્વીકારી છે તે સામાન્ય રીતે જોતા જે ઠીક લાગી તે છે.

તે જ હકીકત જુદા જુદા નવાબોને ગાદીએ બેસાડતી વખતે અંગ્રેજોએ જે બક્ષિસો લીધી તેની રકમો વિષે પણ છે. કેટલીકવાર તે રકમો પાઉંડમાં હોય છે. અને તે વખતે કંપનીના હૂંડિયામણનો દર જુદો જુદો રહેતો હોવાથી રૂપિયામાં ગણતરી કરવા જતાં ઘણો ફેર પડી જાય છે. મિલના ઇતિહાસમાંથી નીચે તમામ રકમો એક સામટી આપેલી છે. તેનો આધાર ચોકસાઈ ખાતર વાંચક લઈ શકે.

મીરકાસમ ગાદીએ બેઠો ત્યારે

ઈ. સ. ૧૭૬૦

| | | રૂપિયા | પાઉંડ |
|---|---|---|---|
| મી. સમનર | ... | | ૨૮,૦૦૦ |
| મી. હોલવેલ | ... | ૨૭૦,૦૦૦ | ૩૦,૯૩૭ |
| મી. મેકગ્વાયર | ... | ૧૮૦,૦૦૦ | ૨૦,૬૨૫ |
| મી. સ્મિથ | ... | ૧૩૪,૦૦૦ | ૧૫,૪૫૪ |
| મેજર યૉર્ક | ... | ૧૩૪,૦૦૦ | ૧૫,૩૫૪ |
| જનરલ કલિઓડ | ... | ૨૦૮,૦૦૦ | ૨૨,૯૧૬ |
| મી. વાન્સિટાર્ટ | ... | ૫૦૦,૦૦૦ | ૫૮,૩૩૩ |
| મી. મેકગ્વાયર | ... | ૭૫,૦૦૦ | ૮,૭૫૦ |

---

ફરીવાર મીરજાફરને ગાદીએ બેસાડતી વખતે

ઈ. સ. ૧૭૬૩

| | | | |
|---|---|---|---|
| લશ્કરને | ... | ૨૫૦૦,૦૦૦ | ૨૯૧,૬૬૬ |
| નૌકાસૈન્યને | ... | ૧૨૫૦,૦૦૦ | ૧૪૫ /·· |

| | રૂપિયા | પાઉંડ |
|---|---|---|
| મેજર મનરોને ( ૧૭૬૪ માં ) | | |
| ખાનગી તથા નવાબ પાસેથી | ... | ૧૬,૦૦૦ |
| તેના કુટુંબના નોકરોને ,, ... | ... | ૩,૦૦૦ |
| લશ્કરે વેપારીઓ પાસેથી | | |
| ખાનગી રીતે પડાવ્યા ... | ૪૦૦,૦૦૦ | ૪૬,૬૬૬ |

નિજામઉદ્દૌલા વખતે

ઈ. સ. ૧૭૭૫

| | રૂપિયા | પાઉંડ |
|---|---|---|
| મી. સ્પેન્સર ... | ૨૦૦,૦૦૦ | ૨૩,૩૩૩ |
| મી. પ્લેડેલ, બર્ડેટ અને ગ્રે | ૩૦૦,૦૦૦ | ૩૫,૦૦૦ |
| મી. જોન્સ્ટન ... | ૨૩૭,૦૦૦ | ૨૭,૬૫૦ |
| મી. લેસીસ્ટર ... | ૧૧૨,૫૦૦ | ૧૩,૧૨૫ |
| મી. સીનિયર ... | ૧૭૨,૫૦૦ | ૨૦,૧૨૫ |
| મી. મિડલ્ટન ... | ૧૨૨,૫૦૦ | ૧૪,૨૯૧ |
| મી. ગીડિયન જોન્સ્ટન ... | ૫૦,૦૦૦ | ૫,૮૩૩ |
| જનરલ કર્નાક, ખાનગી... | ૮૦,૦૦૦ | ૯,૩૩૩ |
| ,, રાજા પાસેથી | ૨૦૦,૦૦૦ | ૨૩,૩૩૩ |
| ક્લાઇવે, બેગમ પાસેથી (૧૭૬૬માં) | ૫૦૦,૦૦૦ | ૫૮,૩૩૩ |

નુકસાની બદલ

મીરજાફર પાસેથી ૧૭૫૭ માં

| | પાઉંડ |
|---|---|
| ઈસ્ટ ઇંડિયા કંપનીને ... ... | ૧,૨૦૦,૦૦૦ |
| યુરોપિયનોને ... ... | ૬૦૦,૦૦૦ |
| દેશીઓને ... ... | ૨૫૦,૦૦૦ |
| આર્મિનિયનોને ... ... | ૧૦૦,૦૦૦ |

મીર કાસમ પાસેથી

ઈ. સ. ૧૭૬૦ માં

| | |
|---|---|
| ઈસ્ટ ઇંડિયા કંપનીને ... ... | ૬૨,૫૦૦. |

મીર જાફર પાસેથી

ઈ. સ. ૧૭૬૩ માં

| | |
|---|---|
| ઇસ્ટ ઇંડિયા કંપનીને ... ... | ૩૭૫,૦૦૦ |
| યુરોપિયનો વગેરેને ... ... | ૬૦૦,૦૦૦ |

સુજાઉદૌલા પાસેથી.

| | રૂપિયા | પાઉંડ |
|---|---|---|
| ઈસ્ટ ઇન્ડિયા કંપનીને ... | ૫,૦૦૦,૦૦૦ | ૫૮૩,૩૩૩. |

કુલ બક્ષિસો: ૨,૧૬૯,૬૬૫ પાઉંડ.
( પ્લાસીથી માંડીને )

રૂ.

૧૫ રૂપિયે પાઉંડને હિસાબે: ૩૨,૫૪૪,૯૭૫

નુકસાની બદલ: ૩,૭૭૦,૮૩૩ પાઉંડ.
( પ્લાસીથી માંડીને )

રૂ.
૧૫ રૂપિયે પાઉંડને હિસાબે: ૫૬૫,૬૨૪,૯૫
૫૬૫ લાખ રૂ.

કુલ રકમ : ૫,૯૪૦,૪૯૮ પાઉંડ.

રૂ.
૧૫ રૂપિયે પાઉંડને હિસાબે. ૮૯૧,૦૭,૪૭૦
૮૯૧ લાખ રૂ.

---